# દિલખુશ વાર્તાઓ.

કર્તા જેહાંગીર બરજોરજી સનજાણા, બી. એ.

પુનાના માજી ઓનરરી મેજીસ્ટ્રેટ વાડાસીનોર સ્ટેટના માજી દીવાન, સુરત પારસી પંચાયતના સેક્રેટરી, તથા અરદાવિરાફ નામાના કાવ્યરૂપી તરજુમા અને સંભાષાકૃત કાવ્ય સંગ્રહના કર્તા



મુંબાઈ :-

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ,

પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, વિગેરે,

૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ.

# દિલખુશ વાર્તાઓ.


કર્તા:—જેહાંગીર બરજોરજી સનજાણા, બી. એ.

પુનાના માજી ઑનરરી મેજીસ્ટ્રેટ, વાડાસીનોર સ્ટેટના માજી દીવાન, સુરત પારસી પંચાયતના સેક્રેટરી, તથા અરદાવિરાફ નામાનાં કાવ્યરૂપી તરજુમા અને સંજાણાકૃત કાવ્ય સંગ્રહના કર્તા;



મુંબાઇ:-

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ,

પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, વિગેરે.

૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ.

# અર્પણ પત્રિકા.

માહારા સાહસિક અને ઉલટમંદ મિત્ર, ખાનબહાદુર વીકાજી પીરોજશાહના ભલા ગુણોની પિછાનમાં આ પુસ્તક હું તેમને અર્પણ કરૂં છું.

# સાંકળિયું.





# પ્રસ્તાવના.

હમણાં સુધીમાં માહારાં બે ગુજરાતી પુસ્તકો બહાર પડયાં છે, પહેલું, પારસી પાદશાહ અર્દશીર બાબેકાનના વખતના અશો દસ્તુર અરદાવિરાફના અરદાવિરાફનામાંના ભાગ પ્રથમ (બેહેશ્ત) નો ક.બ્યરૂપી તરજુમો, બીજું, માહારાં વખતો વખત રચેલાં કાવ્યોનો સંગ્રહ. ઘણા સંતોષ સાથે હું કહી શકું છું કે માહારાં એ બન્ને પુસ્તકો વાંચકોની પ્રસંશા મેળવવા ભાગ્યશાળી નિવડયાં હતાં. પહેલાં પુસ્તકની બે આવૃત્તિઓ કાહાડવામાં આવી હતી, જે ખલાસ થઇ જતાં તેની માંગણી ચાલુ છે.

ગુજરાતી ગદ્યમાં માહારૂં લખેલું હાલનું પુસ્તક પહેલું છે. અંગ્રેજી, ફારસી, વિગેરે, ભાષામાં લખાયલી વાર્તાઓનાં માહારાં વાંચન દરમ્યાન કોઇ વાર્તાઓ પ્રત્યે મને એવી ઇચ્છા થયલી કે એનો ગુજરાતીમાં ઉતારો કરવો. તે મુજબ મેં ગુજરાતી ભાષાનો લેબાસ આપેલી કેટલીક વાર્તા, કિસ્સાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. અસલ વાતોનો શબ્દે શબ્દ તરજુમો નહિ આપતાં, ગુજરાતી વાંચકોને રસ પડે તેવી રીતે એ વાતો મેં અહિ હાજર કીધી છે; અને તે બધીક રસીલી બનાવવા ખાતર ઘણી જગોએ મેં બેતો (કવિતાઓ) દાખલ કીધી છે.

બહુ કરીને પારસી તથા ગુજરાતી જાણનાર ઇસલામી બંધુઓ આ માહારી વાર્તાઓના વાંચકો થશે, એ કારણે મેં એબારત પારસીશાહી રાખી છે, યાને અઘરા સંસ્કૃત શબ્દો બનતાં લગણ નહિ વાપરતાં, પારસીઓ તથા મુસલમાન ભાઇઓમાં સાધારણ વપરાતા શબ્દો તથા ભાષાની ઢબ રાખી છે. છતાં ભાષા ઝાઝી અશુદ્ધ ન રહે તેની કાળજી રાખી છે, જેથી વિશ્વાસ છે કે વાર્તાઓના શોખીન હિંદુ વાંચકોને પણ આ પુસ્તક અનુકુળ થશે.

"ડૉન ક્વીકઝોટ" નો સુપ્રસિદ્ધ કિસ્સો જે સ્પેનીશ કર્ત્તા સરવેન્તેઝે લખ્યો છે તે પ્રખ્યાત લેખકની કલમથી લખાયલી એક બીજી રસીલી વાર્ત્તા "ધી સ્પેનીશ લેડી" ના અંગ્રેજી ભાષામાં થયલા તરજુમા ઉપરથી મેં માહારાં આ પુસ્તકમાંની પહેલી વાત લખી છે.

આ પુસ્તકમાંની બીજી વાત અમર કવીશ્વર ફીરદોસી તુસીના પ્રખ્યાત ફારસી શાહનામાંમાંથી મેં લીધેલી છે; અને એ લખવામાં ગુરથમાનનશિન દસ્તુરજી સાહેબ મીનોચેહેર દસ્તુર જામાસ્પજી જામાસ્પ આસાનાએ તથા વિદ્વાન ભાઇઓ શેઠો માહીયાર અને ફરામર્ઝ ન. કુટારે શાહનામાના બનાવેલા તરજુમાઓની જે કિમતી મદદ મેં લીધી છે તેનો એહેસાન સહિત હું સ્વીકાર કરૂં છું.

જે. અ. સનજાણા.

# વાર્તા, કિસ્સાની સીફતમાં.

જુદા જુદા દેશોના લેખક વિદવાન,
ઝમકતી જબાનમાં રસીલાં લખાણુ
રચી, મેળવી ગયા વિખ્યાતિ ઘણી,
ગયા વળી દેશ-કીર્તિનો કોટ ચણી.

કંઇ સેંકડો વરસોની બહુ પુરાણી,
કથા, દંત્તકથા, તથા કિસ્સા કહાણી
કથી કે લખી ગયા નર દાનેશમંદ,
જે વાંચકને આપે છે આજ તક આનંદ.

જે વાલ્મીકે રચ્યો છે રામાયણુ ગ્રંથ
અતિશ્ય છે લોકપ્રિય તે આજ પર્યંત.
અપંગ હોમરે રચ્યું ત્રોય-જંગનું બ્યાન,
ઉલટથી વંચાય છે હજી તે દાસ્તાન.

યુસફ ને ઝુલીખાં, ને ખુશરો શીરીન,
ને ગુલે બકાવલીના કિસ્સા રંગીન,
પરોપકારી હાતમ બીન તાઇ નેક બુન્યાદ,
હિંમતવાન ને સાહસિક ખલાસી સીંદબાદ,

અલાદીન, ને હારૂન,ની વાતો અદભુત,
હજી ખેંચી શકે છે ઉત્સાહ અખૂટ.
વળી વાર્તા સંસારનો આપતી ચિતાર,
ઘણા વાંચકો માંગે છે ઇન્તેજાર.

જો વાતનું વણું હશે ચિત્તાકર્ષક,
ને પાત્રો બનાવેલાં નીતિદર્શક,
એમારત હશે સરળ ને દીલપઝીર,
ખુશી સાથે વાંચશે અદના ને અમીર.

કદર બુજાય એવી કથા કહાણીની
જે હોય રસ કસ, સુબોધ, સુવાણીની.
ઉમેદ છે જેહાંગીરને આ મુજ પુસ્તક
પસંદ કરશે વાતોના શોખીન વાંચક.

# દિલખુશ વાર્તાઓ.

—:o:—

## વાર્તા ૧ લી.

—:o:—

## સ્પેનીશ સુકુમારી.*

યુરોપ ખંડના સ્પેન દેશનાં પ્રખ્યાત કેડીઝ શેહેર ઉપર ઉત્તર ટાપુના લડાયક શુરા જોદ્ધાઓ એક હલ્લો કરી ત્યાંથી ઘણી કિંમતી લુંટ પોતાની રાજ્યધાની મ્યુનડોલીન શેહેરમાં પોતાની સાથે લેતા ગયા. એ બહાદુર લડવૈયાઓમાં કલોટાલ્ડો નામનો એક વહાણોનો કેપ્ટન હતો, તે પોતાની સાથે કેડીઝમાંથી સાત વર્ષની એક નાહાની બાળકી ઉપાડી લાવ્યો હતો, જેની તેણે પોતાના વડા જેનરલને ખબર પડવા દીધી નહિ હતી.

તે બાળકીનાં દુઃખી માબાપે જેનરલને અરજ ગુજારી કે હમારો સર્વસ્વ ગંજ ને માલ તાહરા સીપાહે લુંટી ગયા છે, છતાં હમારા જાન સલામત રાખ્યા છે, તો એટલી મેહેરબાની કરો કે હમારી આ બેટી જેનામાં હમારો જીવ જીવનગાળો છે તે હમોને પાછી સપુરદ કરવાની નવાજેશ કરો.

આખાં કેડીઝમાં એ બાળકી જેવી ખુબસુરત મનમોહન મૂર્તિ કોઇ નહિ હતી. એની સૌંદર્યતા બીજાં સહુની ખુબસુરતીને ઢાંકી નાંખતી; અને એનો નિર્દોષ, કોમળ, સુંદર ચેહેરો જોઇ એનાં માબાપ પોતાને સર્વદા સુખી સહમજતાં. એઓની વિનંતીને કારણે જેનરલે આખા કાફલાનાં તમામ વહાણોમાં મનાદી ફેરવી કે એ બાળકીને જે કોઇ ધણી ઉઠાવી લાવ્યો હોય તેણે તાબડતોબ તેનાં માબાપને પાછી સ્વાધીન કરી દેવી, નહિ તો તે શખ્સ મોહોતની સજાને પાત્ર થશે.

---

*જગ આશકાર સ્પેનીશ નવલકથા "દોન કવીક્ઝોટ"ના સુપ્રસિધ્ધ કર્તા મીગયુઅલ ડી સરવેનટેઝે ત્રણ સદી પર લખેલી એક વાર્તા નામે "ધી સ્પેનીશ લેડી" ઉપરથી આ વાત લખી છે.

આવા ખોલ્લા હોકમ તથા ધમકી છતાં, છોકરીને તેનાં માબાપને હવાલે કરી દેવાનું કેપ્ટન કલોટાલ્ડોને જરાય મન થયું નહિ; અને તેણીને પોતાની કેબીનમાં એવી રીતે છુપાવી રાખી કે તેનો સેહેજ બી સંસારો જેનરલને મલી શકયો નહિ. એ છોકરીનું નામ ઇસાબેલા હતું, અને કલોટાલ્ડો તેના તરફ દીન પ્રતિદીન વધારે ને વધારે હેત બતાવતો રહયો.

મ્યુનડોલીન શેહેરમાં આવી લાગતાં, કલોટાલ્ડોએ તે સુંદર બાળકને પોતાની વ્હાલી સ્ત્રીને પોતાની તરફની એક અમૂલ્ય ભેટ તરીકે સપુરદ કીધી.

આ વેળા ઉત્તર ટાપુમાં ખ્રિસ્તી ધર્મનો હજી પ્રસાર થયલો નહિ હતો. પરંતુ કલોટાલ્ડો તથા તેની સ્ત્રી કેટેલાઇના અંદરખાનેથી જીજસ ક્રાઇસ્ટને માનતાં હતાં. ભલી કેટેલાઇનાનો જીવબી નાહાની ઇસાબેલા પર ઘણો લાગી રહયો, અને તેને સારી નીતિ રીતિ શિખાડવામાં તથા અભ્યાસ કરાવવા પાછળ નિત્ય તે પોતાનો કેટલો વખત રોકતી. ઇસાબેલાની ચંચળતા પણ એવી હતી કે જે જે તેને શિખાડવામાં આવતું તે ઝટ તેનાં મનમાં ઠસી જતું. તે અશરાફ જોડું, કલોટાલ્ડો ને કેટેલાઇના, ઇસાબેલા પર એટલો પ્રેમ રાખતાં કે તે બાળકી પોતાનાં માબાપનું વહાલ પણ વિસરવા લાગી. પરંતુ અવારનવાર કોઇ કોઇ વખત તેનાં માબાપ તેને સાંભરી આવતાં ત્યારે તેનું કોમળ હૈયું ભરાઇ આવતું. ઉત્તર ટાપુના મુલકની ભાષા જે સ્પેન દેશની ભાષાથી જુદી હતી તે એ ઝડપથી શિખી ગઇ; છતાં પોતાની માતૃભાષા સ્પેનિશ વિસરી નહિ જતાં તેનો બી મ્હાવરો તેણીને રહયો હતો; કેમકે કોઇ વખત કલોટાલ્ડો કોઇ કોઇ સ્પેનીઅર્ડોને છુપાઇથી પોતાને ત્યાં લઇ આવતો, જેમની સાથે ઇસાબેલાને પોતાની સ્વભાષામાં વાત કરવાની તક મળતી.

એક કુળવંતી કુમારિકાએ જે જે શિખવું અવશ્યનું હતું તે સંધું ઇસાબેલાએ સંપાદન કીધું. વિશેશમાં ગાયનના નાદર હુન્નરનો પણ તેણીએ સારો અભ્યાસ કીધો હતો અને વાજીંત્રો પર ઘણો અચ્છો કાબુ તેણીએ મેળવ્યો હતો, અને તેણીનો કંઠ પણ એવો સૂરિલો, મીઠો ને કેળવાયલો હતો કે તેણીને ગાતાં સાંભળવું તે એક ખરી ઉમદા મોજ હતી.

મનોહર તે મૂર્તિ, કંઠ ઉત્તમ મધુર,
નીતિ રીતિ ઉંચાં ને કેળવણી પુર.
એવી ગુણયલ, કુળવંતિ, રૂપવંતિ નાર,
શકે ખેંચી સ્વાભાવિક સર્વેનો પ્યાર.

કલોટાલ્ડોને રીકાર્ડો નામનો એક સપુત હતો. ઇસાબેલા જ્યારે પેહેલી કલોટાલ્ડાને ત્યાં આવેલી ત્યારે એ છોકરાની ઉમર વર્ષ બારની હતી. એનાં માતપિતાએ એક ઇશ્વર તરફ પ્યાર અને ભક્તિભાવથી જોતાં એને શિખવ્યો હતો. સ્વાભાવિક છે કે ઇસાબેલાની દીલકશ ખુબસુરતી તથા તેણીના ઉંચા સદગુણોને કારણે રીકાર્ડોનું ધ્યાન તે યુવંતિ તરફ ખેંચાતું રહ્યું; અને પોતાની તે મા જણી બેહેન હોય તેમ તેને ચાહાતો રહયો. પરંતુ વર્ષોના વેહેવા સાથ ઇસાબેલા જયારે નવજવાન ઓરતને વેશ પૂગી, ત્યારે રીકાર્ડોનાં જીગરમાં તે મનમોહન અબળા માટે પ્રેમાગ્નિ પ્રદિપ્ત થયો.

અરે કોણુને પ્રેમનાં નથી વાગ્યાં બાણુ ?
છે કામદેવનાં કૃત્યથી કોઇ બી અજાણુ ?

હવે એતેફાક એવો બન્યો કે રીકાર્ડોનાં માબાપે એની સગાઇ ઉત્તર ટાપુની એક ઘણી ધનવાન ને કુલીન કુમારીકા, કે જે પણ તેઓની માફક અંદરખાનેથી ખ્રિસ્તી ધર્મ માનતી હતી, તેની સાથે કરવાની ગોઠવણ કરી રાખી હતી. રીકાર્ડો સારી રવેશે મનમાં સહમજતો હતો કે જો કે ઇસાબેલા તરફ કલોટાલ્ડો ને કેટેલાઇના ઘણી મમતા રાખતાં હતાં અને એક દીકરીની પખે તેને ચાહતાં, ગણતાં હતાં, પરંતુ તે યુદ્ધમાં પકડાયલી હોવાથી આખર ફરે ને એક ગુલામડી ગણાય. એ કારણને સબબે પેલી કુળવાન ને તાલેવંત કુમારીકા કે જેની સાથે રીકાર્ડોનું વેવિશાળ થયલું હતું તેને છોડી દઇને ઇસાબેલાની સાથે તેઓ રીકાર્ડોને પરણવા દે એ સદંતર અસંભવિત હતું.

આ વિચારે તે બહુ મુદત સુધી મનમાં મુંઝાતો રહયો; અને પોતાના પ્રેમની વાત ખુદ ઇસાબેલા આગળ કે કોઇબી બીજાં આગળ જાહેર કરવાની તેને હિંમત થઇ નહિ. પરિણામમાં એનું શરીર નખાતું ચાલ્યું; એનાં મોજશોખ સર્વે ઉડી ગયાં; તથા આખરે એની નાસીપાસીએ માંદગીનું રૂપ પકડયું, અને એ બિછાને પડયો. મગર જાતે સહમજુ અને ડાવકો હોવાથી એને લાગ્યું કે બેહેતર છે કે પોતાના પ્યારની વાત પોતાનાં દીલમાંજ ઘેરી રાખી ચાલુ મનમાં મુઝાયા કરવાને બદલે એકવાર ઇસાબેલા આગળ પોતીકો સાચો અને ઉંડો પ્યાર જાહેર કરી દેવો અને તે સુંદરી તેનો સ્વીકાર કરે છે કે નહિ તે જાણી લેવું.

આવા ઠરાવ પર આવ્યા બાદ એક દિવસે જ્યારે ઇસાબેલા તેની આગળ તેને પાવાની દવા લઇ આવી ત્યારે બીજું કોઇ ત્યાં હાજર નહિ હતું તે તક સાંધી રીકાર્ડોએ પોતાનાં દિલનો ભરમ તે સુંદરી આગળ ખોલ્લો કીધો.

"ખુબસુરત ઇસાબેલા," તે જુવાન બોલ્યો, "તાહારા ચેહેરાની ને અંગની જેવી ઉત્તમ સુંદરતા છે, તેવાજ ઉત્તમ તાહરા ગુણો છે. તેથી જો તાહરા પર માહારો પ્રેમ પુરેપુરો બાઝે તો તેમાં નવાઇ નથી. ઓ સુંદરતાની પુતલી ને ગુણવંતિ નાર, તાહારા તરફના માહારા ઉંડા પ્યારના છુપા અંગારથી હું બળતો રહી આખરે આએ મંદવાડને બિછાને પડયો છું. મગર માહારી બિમારીનું બાતેનનું કારણ વૈદો પારખી ન શકવાથી, એનો કશો એલાજ એઓ કરી શકયા નથી. માહરી માંદગીનો ખરો વૈદ તુંજ થઇ શકે, માહારો સાચો પ્યાર, તાહારા તરફનો માહારો ઉંડો ભકિતભાવ તને કબુલ હોય, ઇસાબેલા, અને માહારી પરણેતર થવા તું રાજી હોય તો હું એમજ સમજીશ કે તેં મને અમૃતપાન આપ્યું. અગર તું મને તાહારો કોલ આપે તો તને હું માહારૂં પવિત્ર વચન આપું છું કે એક સાચા ખ્રિસ્તી તરીકે હું તાહારોજ ખાવીંદ થઇ રહીશ. પરંતુ જ્યાં તલક માહારાં માતપિતા મંજુરિયાત આપે નહીં અને દેવળના પાદરીના આશિશ સાથે આપણો ગાંઠ બંધાય નહિ ત્યાં તલક આપણે કુંવારાં રહીશું. પણ જ્યારે બી હોય ત્યારે તું માહારીજ થશે એટલો મને હાલ તાહરા તરફથી સખ્યારો મલે તો માહરાં મુઝાઇ રહેલાં મનનું સમાધાન થતાં, માહારૂં મંદવાડ પણ જતું રહેશે અને ટુંક વખતમાં માહારી અસલ તનદરોસ્તી પાછી મેળવવા હું શકિતવાન થઇશ."

આવા પોતાના હૃદયના ઉદ્દગાર ને દીલના ઉભરા રીકાર્ડો કાહાડતો હતો તે વખતે શરમાળ સુંદર ઇસાબેલા નીચી નજર રાખી ઉભી હતી. એના પારદર્શક મોંહપર રતાસ પંથરાઇ રહયો હતો. જેવી રૂપવંતિ તેવીજ તે ગુણવંતિ હતી, અને જેટલી ગુણવંતિ તેટલીજ ચંચળ, અને જેટલી ચંચળ તેટલીજ સહમજુ ને ઠાવકી હતી.

રીકાર્ડોએ પોતાનું બોલવું બંધ કરતાં, તે સુંદરીએ પોતાના મીઠાં વેણુથી નીચલો નિર્દોષ ઉત્તર આપ્યો.

"સીન્યોર રીકાર્ડો, આકાશપતિ પરમેશ્વરની મેહેરબાનીથી કે ગેર-મેહેરબાનીથી, બચપણુમાંથીજ હું માહારાં માતપિતાથી વિખુટી પડી છું, અને તમારાં માતપિતાને હસ્તક માહારૂં આવવું થયું છે; જેથી, મેં અત્યાર પેહેલાં નિશ્ચય કરી રાખ્યો છે કે કશી બી બાબતમાં તમારાં નેક માબાપની મરજી વિરૂદ્ધ માહારે કદીબી કશું કરવું નહિ. માહારા હાથની તમો માંગણી કરો છો, ને માહારી તરફ મોહોબત બતાવો છો, તે પ્રત્યે હું ખચીત તમારી ઘણી આભારી છું. માહારા તરફની તમારી આવી લાગણીને હું મને એક મોહોટામાં મોહોટું માન સમજું છું. પરંતુ જો આપણી સગાઇ થાય તે તમારા માનવંત માતપિતાને નાપસંદ હોય તો તેઓની મરજીથી ઉલટી હું જનાર નથી, સબબ કે એઓના આશીર્વાદ હશે તોજ આપણું જોડું સુખી થઇ શકશે, નિકર દુઃખ સંકટ સિવાય બીજું ફળ નથી. માહારા માટે જે તમારા વિચાર છે તેથી તમારાં માયજી બાવાજીને તમે વાકેફ કરો. જો તેઓની હા હશે, તો હું તમારીજ છું એમ માની લેજો. એઓની હા હોય યા ના હોય તે પ્રમાણે તેઓનો બોલ માહારે માથે ચહડાવવાની માહારી ફરજ છે. ગમે તે હોય તે છતાં, સીન્યોર રીકાર્ડો, એટલું ખાતરીથી માનજો કે માહારી દુવાઓ હર હંમેશ તમારાં ભલાંને માટે રેહેશે."

આવા દાનાઇ ભર્યા સખુનો કહી ઇસાબેલાએ પોતાનું બોલવું ખતમ કીધું. રીકાર્ડોને પણ તેથી કંઇ ધીરજ અને હીંમત આવી. અને હવે એની પ્રકૃતિમાં પણ સુધારો થતો ગયો.

બીજી એક સારી તક મળતાં રીકાર્ડોએ પોતાના દીલ અંદરની ઉમેદથી પોતાની માયને વાકેફ કીધી, અને વધુમાં કહ્યું કે અગર જો ઇસાબેલા સાથે માહારાં લગ્ન કરાવી આપવાની ના પાડવામાં આવશે તો હું નક્કી સમજીશ કે હવે માહારી અજલ આવી પોહોંચી, અને તેણીને એણે એવી રીતે વિનવી લીધી કે તેણીનું દીલ પીગળ્યું અને આ બાબતમાં પોતાના ધણીને મનાવી લેવાનું માથે લીધું. એક દહાડે રીકાર્ડોની માયે પોતાના ખાવીંદને આ સઘળી બીનાથી વાકેફ કીધો, અને તે પણ પોતાના વહાલા દીકરાની મરજી રાખવા કબુલ થયો, તથા જે બીજી અબળા સાથે એની સગાઈ કરવાનું નક્કી જેવું થયલું હતું તેમાંથી આબરૂ સાથે કેવી રીતે છુટું થવું તેનો વિચાર કરી રાખ્યો.

ઇસાબેલા અને રીકાર્ડોની શાદીનો મુબારક દિવસ નજદીક આવતો ગયો. તરેહ તરેહના સુંદર વસ્ત્રો ને કીંમતી ઘરેણાંઓની વરદીઓ અપાઇ. શાદીની ધામધુમમાં ભાગ લેવા સગાં સ્નેહીઓને આમંત્રણો થયાં. એકજ બાબત હવે બાકી રહી હતી, અને તે એ કે તે મુલકનાં રાણીશ્રીની મંજુરી મેળવવાની રહેલી હતી. એ મુલકમાં એવો ધારો હતો કે હરેક ઉંચા ને અમીરી કુટુંબોમાં લગ્નો ગોઠવાય તે પેહેલાં રાણીની મંજુરી લેવાવી જોઇએ. સર્વેએ નક્કી માની લીધું હતું કે રીકાર્ડો અને ઇસાબેલાની સગાઇને રાણી ખુશીથી બહાલી આપશે અને કશી પણ તરેહનો વાંધો ઉઠાવશે નહિ, અને તેથી તે નામદારની મંજુરી મેળવવાને હમણાં વેર કશી ઉતાવળ કરવામાં આવી નહિ હતી.

લગ્નના દિવસને ચાર દહાડા બાકી હતા, તેટલામાં એવું બન્યું કે રાણી શ્રી તરફથી કેપટન ક્લોટાલ્ડો પર કહેણ આવ્યું કે કેડીઝ બંદરેથી જે સ્પેનીશ છોડીને તે કેદી તરીકે લઇ આવ્યો હતો તેણીને બીજે દાહાડે સહવારમાં રાણીજી આગળ હાજર કરવી. ક્લોટાલ્ડોએ નમ્રતાપૂર્વક જવાબ કેહેવડાવ્યો કે નામદાર રાણીનો હોકમ માથે ચહડાવી સહવારે ઇસાબેલાને લઇને તે દરબારમાં હાજર રહેશે.

હવે કેપટન ક્લોટાલ્ડોનાં ઘરમાં સર્વેને ધરકો પડયો. લેડી કેટેલાઇના વમાસણમાં પડી કે ઇસાબેલાને ખ્રિસ્તી ધર્મમાં ઉછેરવામાં આવી છે એમ રાણીને માલમ પડશે અને તે પરથી જો તે વધારે તેહેકીક કરવા માંડે ને એવું પકડાઇ આવે કે ક્લોટાલ્ડોનું કુટુંબ છુપાઇથી ક્રાઇસ્ટનો ધર્મ પાળે છે, તો રાણી કે જેઓ પોતે એ ધર્મની સામે ઘણી વિરૂદ્ધતા અને સુગ ધરાવતાં હતાં તેઓની એ કુટુંબપર મોહોટી ખફગી અને ઇતરાજી ઉતર્યા વગર નહિ રહે. કદાચ રાણી ઇસાબેલાને એવો સવાલ કરે કે ક્લોટાલ્ડોને ત્યાં તું આઠ વર્ષ સુધી કેદી તરીકે રહી તેટલા અરસામાં ત્યાં શું શું શિખી, શી કેળવણી લીધી, અને એવા સવાલના જવાબમાં એ ભોલી નિર્દોષ કુમારિકાથી કાંય નહિ કંઇ એવું બોલાઇ જવાય કે જેથી આખાં કુટુંબ પર રાણીનો ખોફ ઉતરે? કેટેલાઇનાના આ અકળાટ ગભરાટની ઇસાબેલાને ખબર પડતાં, પોતાની માતા સમાનની આ નેક બાઇને શાંતિ દેવા કાજે તે બોલી, "વ્હાલાં લેડી, આ બાબત આપ લેશભાર બી અંદેશો રાખશો મા. સબબ, સર્વ શક્તિમાન પ્રભુ ઉપર માહારો પુરો ઇતબાર છે, જે પ્રભુ મને એવી બુદ્ધિ આપશે અને વખતસર માહારાં મુખમાં

એવા શબ્દો મેલશે કે રાણી માતા આગળ જે બી હું બોલીશકે મને બોલવું પડે તેથી તમો નેક માતપિતાને કશી બી હાંણી ન થતાં ઉલટી તમારી કીર્તિ તથા જસમાં વધારો થવા પામશે."

કેપ્ટન કલોટાલ્ડોનું દીલ બી અંદરથી ડગમગી રહ્યું હતું. અગર જો કે તે એક શૂરો સિપાહ બચ્ચો હતો, અને કદાચિત ધર્મને ખાતર જો એના પર ભારી સંકટ આવી પડે યા કદી જાન બી ખોવો પડે તો તેની એને ફિકર કે પરવા નહિ હતી. પરંતુ ગમે એવા શૂરવીરને બી જાણી જોઇને નાહકનું દુ:ખ ખમવા તો નહિજ ગમે.

મોડી રાત સુધી એઓ આજ બાબત ઉપર વાત ચલાવતાં બેસી રહયાં. મોહોટે ભાગે એઓને ખાતરી હતી કે એઓ ખ્રિસ્તી ધર્મ છુપાઇથી પાળે છે તેનો કશો સંસારો રાણીશ્રીને કાને ગયો હોય નહિ. નિકર જે દેખઇતો નરમાસવાળો સંદેશો તે નામદારે કેહેવાડયો હતો તેવો કેહેવાડતે નહિ. ઇસાબેલાની ખુબસુરતી અને તેણીનાં ઉતમ ગુણોનાં વખાણ આખા શહેરમાં પ્રસરી રહેલાં હતાં, અને એ જવાન નારની વાખવાખી રાણી માતાના કાને બી પોહોંચી હોય, જેથી એ ગુણવંતિ રૂપવંતિને નજરોનજર જોવાની જીજ્ઞાસા તેને થઇ હશે ને તે સબબે તેણીને દરબારમાં લઇ આવવાનું કહેણ તેણે કેહેવાડયું હશે, એમ એ લોકો ઘણુંખરાં માનવા લાગ્યાં. મગર આઠ આઠ વર્ષ થયાં રાણીમાતા આગળ ઇસાબેલાને લઇ જવાનું એ લોકોને હમણુંવેર ભાન નહિ રહ્યું તે માટે એઓ હવે પોતાને તકસીરવાર ગણવા લાગ્યાં.

બીજે દીને પોતાના એકના એક દીકરાની પસંદ કીધેલી વહુને છાજતા સુંદર કિંમતી લેબાસમાં તેઓએ સજ કીધી. સોનેરી કશબથી ભરેલી લીલી સાટીનનો સ્પેનીશ ઢબનો કિંમતી જભો ઇસાબેલે પહેર્યો હતો, જેમાં ઠાર ઠાર મોતીઓ ટાંકેલાં હતાં. પૂર્વ મુલકમાંના બેમૂલ મોતીઓનો એક સરસ નેકલેસ તેની મરોડદાર ડોક શોભાવતો હતો, મોતીઓથી જગમગી રહેલી દેખાવદાર ટોપીનો માથે શિંગાર હતો અને માથાંના બાલોની સુંદર લટોમાં કિંમતી મોતીઓ પરોવેલાં હતાં; તેમજ સ્પેનીશ ખાનદાની બાનુઓના રેવાજ મુજબ એક શોભીતો સુંદર પંખો હાથમાં હતો.

એક ભપકાદાર ગાદીમાં કલોટાલ્ડો, કેટેલાઇના ને રીકાર્ડોની સાથે તે સવાર થઇ, અને દરબાર ભણી ચાલુ મુકયું. એ કુટુંબના ખેશી ને

સ્નેહીઓ માંહેલા ઘણુએક અમીરી જુવાનો ઘોડેસ્વાર થઇ ગાડીની આગળ પાછળ સરઘસ રૂપે નીકળ્યા. પોતાની બંદીવાન ઇસાબેલાના માનમાં આગળ રહીને કલોટાલ્ડોએ ખાસ આવી રચના ને ભપકો સપકો કરાવ્યાં હતાં, એવી મકસદથી કે રાણીમાતાની ખાતરી કરી આપવી કે તે અબળા જો કે ખરી રીતે તો લડાઇમાં પકડાયલી તેમની એક બંદીવાન હતી, છતાં રીકાર્ડો જેવા ઉમરાવ ખાનદાનના જવાનને વરવાને બીલકુલ લાયક હતી.

દરબારગઢે આવી લાગતાં, રાણીમાતા જે દબદબાવાળાં દિવાનખાનામાં બિરાજમાન હતાં ત્યાં ઇસાબેલાને લઇ જવામાં આવી. દિવાનખાનું વિશાળ મોહોટું હતું, અને ઇસાબેલા સંગાતે જે બધાંઓ આવ્યાં હતાં તેઓ બે દગલાં જેટલાં અંદર દાખલ થઇને ઉભાં રહી ગયાં. એખલી ઇસાબેલા રાણીમાતા જે રાજઆસન પર બિરાજેલાં હતાં ત્યાંવેર આગળ વધી. આ વેળા એ યુવંતિ એવી તો સુંદરતામાં નિપુણ ઝલઝલી રહેલી દેખાઇ કે બે બુલંદ પર્વતો વચ્ચેથી પરોઢિયામાં સૂર્યદેવનું ઉગવું થતાં તેનું તેજસ્વી કિરણ ઝગઝગાટ કરી રહે છે તે મીસાલ તે રૂપસુંદરીનો દેખાવ ત્યાં દીપી રહયો. દરબારી અદા મુજબ નમન કરતી કરતી ઇસાબેલા આગળ વધી. તખ્ત નજદીક આવી લાગતાં ગુંઠણુમંડયે પડી તેણીએ નમન બજાવ્યું. પછી પોતાના હીરમજી હોઠો ખોલી સુસ્વરે તે સુંદરી બોલી, "શ્રીમતિ સૌભાગ્યવંતાં મહા પ્રતાપી રાણી મહારાજ, આપ નામવરની કૃપાવંત પરવાનગી હોય તો હું તમારી પામર નોકર તમારા યશસ્વી કરને ચુંબન કરૂં."

સૌંદર્યતાના આ અદભૂત નમુનાને રાણી તો બે ઘડી ટીકતીજ રહી. અને ઓચંબામાં પડી કે આ કોઇ આસ્માની અપસરા આજે માહારી દરબારમાં ભૂલી પડી છે કે શું? એનાં બેમૂલ મોતીઓ ને અમૂલ્ય હીરાઓ એવા ઝળકાટ કરી રહેલાં કે જાણે આકાશે પ્રકાશતા સેતારાઓ; અને એની બે તેજદાર ચક્ષુઓ જાણે સૂર્ય ચંદ્રની જોડી. સામટી રીતે લેતાં આવી અલૌકિક ખુબસુરતીવાળી સુંદરી તે દરબારમાં આજ લગણુ કદી દીઠામાં નહીં આવેલી, જો કે ખુબસુરતી માટે એ દરબારની અમીરી બાનુઓ ઘણી પ્રખ્યાત હતી. કોઇ ઇસાબેલાની ચાલાક ચક્ષુઓનું વીજ સમાન તેજ વખાણુી રહ્યાં, તો કોઈ એના નમુનેદાર ચેહેરાની મનોહર સુંદરતા ટીકી રહ્યાં, ને કોઇ એનાં સીધાં સરૂર જેવાં શરીરનો શોભાયમાન ઘાટ જોતાં રહ્યાં, તો બીજાંઓ વળી એના સુરીળા કંઠનો મધુર સાદ વખાણુવા મંડયાં.

ઇસાબેલા જે ધુંટણુમંડયે પડી હતી, તેને ઉભી થવા રાણીશ્રીએ ઇશારત કીધી, અને કહ્યું, "સુંદર કુમારીકા, તું માહારી સાથ તાહારી સ્પેનીશ ભાષામાં વાત કર. એ બોલી હું જાણું છું, ને તાહરા મુખમાંથી એ ભાષાના શબ્દો સાંભળતાં મને આનંદ ઉપજશે."

હવે રાણી કેપટન કલોટાલ્ડો તરફ જોઇને બોલી, "કલોટાલ્ડો, આવા ઉમદા ખજાનાને હમારી પાસેથી તમોએ આટલાં વર્ષ છુપાવી રાખ્યો તે ઘણું ખોટું કીધું. એ ખજાના ઉપર અમારો હક પોહોંચે છે, અને હવે એ હમારે હવાલે થવો જોઇએ."

કલોટાલ્ડો બોલ્યો, "નામદાર રાણીજી, એ ખજાનો તેની તમામ સંપૂર્ણતાએ પોહોંચે ત્યાં સુધી તેની સંભાળભરી જાળવણી કરી ત્યાર બાદ આપશ્રીની હજુરમાં પેશ કીધો તે જો એક તકસીર ગણાય તો તે તકસીર હું કબુલ કરૂં છું. કૃપાવંત રાણી, આપ નામદારને માહારા તરફથી હું જે મોહોટામાં મોહોટો તેમજ માહરે મનથી કિંમતીમાં કિંમતી હદિયો આપ મેહેરબાન આગળ ધરી શકું છું તે આ યુવંતિ ઇસાબેલા તથા માહારો આ એક પુરો બેટો રીકાર્ડો છે, જેની સાથે ઇસાબેલાની સગાઇ કરવાની આપની મેહેરબાની ભરી પરવાનગી આ તકે માંગવાની હું રજા લઉં છું."

ચગોર કલોટાલ્ડોએ આએ તક સાધી ને હિંમતથી પોતાની દિલની ખાહેશ આ પ્રમાણે રાણીની આગળ જાહેર કરી દીધી.

"એમ કેમ બન્યું, કલોટાલ્ડો, કે માહારી પ્રથમ મંજુરી માંગવા, મેળવવા વગર ઇસાબેલાની સગાઇ તાહરા બેટા સાથે કરવાની તેં ગોઠવણ કીધી?" રાણીએ સવાલ કીધો.

"નેકનામ રાણી, મેં તથા માહારા બાપદાદાઓએ આપ નામદારની તથા આપના માનવંતા પૂર્વજોની ચાલુ વફાદારી ભરી નામાંકિત સેવાઓ બજાવી છે, તે સબબે મને પૂર્ણ ભરોસો માહારે હૈયે હતો કે ઇસાબેલા સાથ માહારા બેટાની સગાઇ આપશ્રી કબુલ ફરમાવશોજ. વિશેષ, હજી એમનું વેવ્વાહજ થયું છે, અને આપની મેહેરબાનીભરી મંજુરી વિના હજી એમનાં લગ્ન કીધાં નથી, "કલોટાલ્ડોએ જવાબ વાળ્યો.

" અને હજી થશે પણ નહિ!" રાણી બોલી ઉઠી, "શિવાય કે એ તાહારો પુત્ર પોતાને અંગે અને પોતાની જાતે અને પોતાનાં કામોથી પુરવાર કરી આપે કે ઇસાબેલાને પરણવા લાયકનો એ છે. તેં તથા તાહારા પૂર્વજોએ જે કિંમતી સેવાઓ આ રાજની બજાવી છે તે હું ભૂલી ગઇ નથી, મગર તે સેવાઓનો આઇતો લાભ તાહારો બેટો મેળવે તે હું વાજબી નથી ગણુતી. એણે પોતે સ્વલાયકાત બતાવી આપવી જોઇયે. અને એટલા માટે એણે માહારી નોકરીમાં જોડાઇ સ્વશક્તિ ને શૂરવિરપણું પોતાનું દેખાડી આપી, આ સુકોમળ સ્પેનીશ મધુરી જેના ઉપર મને જાણે એ માહારી પોતાની બેટી હોય એવું હેત છુટે છે તેનો હાથ મેળવવાની લાયકાત એણે પુરવાર કરી આપવી."

રાણીમાતાનાં મોંહમાંથી હજી છેલ્લો બોલ નીકળે તેટલાં ઇસાબેલા ફરીથી ધૂંટણુમંડયે પડી અને સ્પેનીશ જબાનમાં બોલી, "રે કૃપાવંત રાણીમાતા, આપે મને એક દીકરીની ઉપમા આપીને માહારા ઉપર મહા નવાજેશ કીધી છે ને મોહોટું માન આપ્યું છે, ત્યારે હવે મને કશી પણ ફિકરજ શાની! આપશ્રી તરફથી હવે મને ચાહ અને માયા મેહેરની ખોટજ શી રહી?"

ઇસાબેલાના આ ભોલા સખુનો રાણીને ઘણા પસંદ આવ્યા, અને તેણીએ ફરમાવ્યું કે હવેથી સુંદર ઇસાબેલાએ તેણીની સેવામાં દરબારમાં રહેવું. એ ઉપરાંત દરબારમાંની એક મોહોટે ખાંચરેની ઉમરાવજાદીને તેણીએ ફરમાવ્યું કે ઇસાબેલાને દરબારી વિવેક, કાનુનો ને રીતિ નીતિથી વાકેફગાર બનાવવી.

ત્રણ દિવસમાં ઇસાબેલા સાથ પરણી જવાની ઉલટમાં આવી ગયલો રીકાર્ડો તો રાણીમાતાના આ ઠરાવથી બીલકુલ સાવજ બની ગયો. તે સુંદર નારી હાલ ને કાલ તો તેના હાથમાંથી જતી રહી; એને મનથી જાણે એનો જીવ પ્રાણ ગયો. પણ કીસ્મત આગલ તે નાચાર હતો. તેથી મન મકકમ કરી, ધડક ધડક થતાં જીગરને જેમ તેમ દબાવી, રાણીનાં તખ્ત આગલ નીચું નમન કરીને તે જુવાન બોલ્યો, "માહારા બાપદાદાઓ પોતાની ઉત્તમોત્તમ સેવાઓ આ રાજ્યના રાજપતિઓને અર્પણ કરી ગયા છે, તેથી કુદરતી માહારૂં દીલ બી એવુંજ હતું કે માહારી નાકેશ સેવા આ રાજનેજ અર્પું. માટે, મેહેરબાન રાણી, મને ફરમાવો કે આપની

કઇ સેવામાં હું માહારી નોકરી આપું? આપશ્રી જે ફરમાવશો તે હું સંપૂર્ણ વફાદારી અને પૂર ખુશી સાથે તેમજ મારાં બનતાં બળે ને હોશ્યારીથી બજાવવા તત્પર છું."

આના જવાબમાં રાણી બોલી, "માહારાં બે બાદશાહી વહાણો હાલ દરીએ હંકાળી જવા તૈયાર થઇ રહયાં છે, અને તેના વડા અમલદાર તરીકે લેનઝેકના બેરનની મેં નેમણુંક કરી છે. એ બેમાંનાં એક વહાણનો હવાલો હું તને સોંપું છું. લેનઝેકનો બેરન એડમીરલ ને તું તેના હાથ નીચે વાઇસએડમીરલ. મને તમામ ભરોસો છે કે ઉમરે જો કે તું નાહાનો છે, પણ તાહારી રગોમાં તાહારા નામાંકિત ને શૂરા જંગી પૂર્વજોનું બાહાદુર રક્ત દોડે છે, તેથી તાહારી ઉમરની કોટાઇ તને શૂરાં ને પરાક્રમી કામો ને સહાસ કરવામાં બાધ થઇ પડનાર નથી એવી હું ખાતરી રાખું છું. માહારો પૂરો વિશ્વાસ છે કે જે વીર તોખમનો તું છે તેની ઉંચ તાસીર તું બતાવવાનોજ, અને તાહારી ઓલાદને તું ઉજવળ કરશેજ. વધુમાં, તાહારી ઇચ્છા મુજબનું સર્વેથી કિંમતી ઇનામ ઇસાબેલાની હમારી કનેથી માંગણી કરવાનો તને હક રહેશે. હમો પોતે ઇસાબેલાની સંભાળ લઇશું, જો કે હમોને વિશ્વાસ છે કે એ કન્યાના જાતી સદગુણોજ એને સંભાળવાને પૂરતા છે. સફર દરમ્યાન પરમેશ્વર તાહારો મદદગાર હોજો! પ્રેમના ઉછળતા ઉભરાઓ સાથે તું યુધ્ધે જવા નીકળે છે, તેથી હમારી પુરેપુરી ખાતરી છે કે તું મોહોટાં પરાક્રમો કર્યા વિના રહેનાર નથી. પરમસુખી તે રાજકર્તા છે જેની સૈન્યમાં એવા એક દશહજાર યુવાનો હોય જેઓ પોતપોતાની મોહોરદારો તરફથી પવિત્ર મોહોબતની ઉશકેરણી ભર્યો અંગાર દીલમાં તપતો રાખી રણસંગ્રામમાં ઝીપલાવતા હોય, કે જેથી કરી જ્યારે જયનાં પડઘમો વજડાવતા તેઓ સ્વદેશ તરફ પાછા ફરે ત્યારે પોતપોતાની પ્રિયાઓનો પ્યાર પણ મેળવવાની તેઓને ખાતરી રહે. ધૂંટણમંડિયેથી ઉઠ, રીકાર્ડો અને તું જાય તે પહેલાં તાહારી ઇસાબેલા સાથે તને કાંઇ ગોઠ કરવી હોય તો કરી લે. કાલનું કાલ તાહારે ઉપડી જવાનું છે."

રાણી માતાએ હાથ લાંબો કીધો, જે રીકાર્ડોએ ઘણાં માન સાથ ચુમ્યો. તે સ્યાણી રાણીએ ઇસાબેલા જોડે વાત કરવાની એને રજા આપી હતી, તેથી તે તે સુંદરીની આગળ ગયો અને તેની સાથે વાત કરવાની ખાહેશ રાખી. પરંતુ એનું હૈયું એટલું ભરાઇ આવ્યું હતું કે એના

હોઠોમાંથી એક હરફ પણ બાહાર નીકળ્યો નહિ. એનાં હૈયામાં ઉછાળા મારી રહેલા પ્રેમને સબબે, તથા હવે એની પ્યારીથી ઝટવારમાં એણે વિખુટું થવું પડશે એ દુ:ખી વિચારે, એની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, પણ તે ટપકતાં અટકાવવા માટે એ બહાદુર જીવે કોશેશ કીધી. ચતુર રાણીએ આ ઝટ જોઇ લીધું અને તેથી તે બોલી:—

"રીકાર્ડો, આ ટાંણે જો તાહારી આંખોમાંથી આંસુ ખરે તો તે વીશે તને કશું શરમાવા જેવું નથી. ઉલટું એ તને વધારે શોભા ભર્યું છે, કારણ કે એથી સિદ્ધ સાબેતી મલે છે કે ઇસાબેલા તરફનો તાહારો પ્યાર કેવો સાચો, ઉંડો અને સાબુત છે. જે વીર પુરૂષ શત્રુ સાથે લડતાં પોતાની જીવની સહેજ પણ પરવા રાખતો નથી, તેજ વીર પોતાની પ્રિયાથી વિખુટો પડતી વેળા આંખોમાંથી આંસુ વેહેતાં કરે છે. ઇસાબેલા, રીકાર્ડોને દાબીને હેતભરી કોટી કર, તથા એને તાહારાં મંગળ આશીશ આપીને વિદાય કર."

રીકાર્ડોનાં અંતઃકરણની આવી કોમળતા તથા તેના તરફનો આવો ખાલેસ ને અગાઢ પ્યાર જોઇ, ઇસાબેલાનું હૃદય એવું ધપકતું હતું કે રાણીમાતાએ એણીને કીધેલી આજ્ઞા પર કશું એનું ધ્યાન રહ્યું નહિ, અને એની ચશ્મોમાંથી પણ આંસુઓ ખરવા લાગ્યાં.

નાજુક હૈયાંનાં આ બે જુવાન આશકમાશુકનો આવો દેખાવ જોઇ ત્યાં હાજર રહેલાં સર્વેનાં હૈયાં ભરાઇ આવ્યાં. ઇસાબેલા આગલ રીકાર્ડોના મોંહમાંથી એકબી હરફ નીકળી શકયો નહિં, તેમજ તે શરમાળ કુમારિકાના લબમાંથી એકે શબ્દ નીકળ્યો નહિં. અંતઃકરણની ઉંડી લાગણીના સબબે તેઓની જીભ જાણે બંધાઇ ગઇ હતી. તેઓ હવે એકેકથી છુટાં પડયાં, અને કલોટાલ્ડો તથા તેની સાથે જે જે જન આવ્યાં હતાં તે બધાં, ઇસાબેલા શિવાય, રૂખસત લઇ ચાલતાં થયાં.

આજથી ઇસાબેલા હવે દરબાર મંડળમાં રહી. પણ એનાં જીગરમાં ખટકયા કરતું હતું અને એને ફિકર લાગ્યા કરતી હતી કે અત્યાર તુલીક જે નીતિ રીતિમાં તે ઉછરી હતી તે આ મોતેબર મંડળમાં જળવાઇ રહેશે કે કેમ.

સમો આવવે રીકાર્ડોનાં વહાણે સઢો ચહડયા, અને સફર શરૂ થઇ. શૂરા જોદ્ધાઓનાં વંશથી ઉતરી આવેલા આ યુવકને દીલે એવો ખ્યાલ પેવસ થઇ રહયો કે ઇસાબેલાનો હાથ જીતવા સારૂં કંઇ મોહોટો સાહસ કરી બતાવું.

પહેલા છ દહાડા રીકાર્ડોનાં તથા એડમીરલનાં વહાણોને સારો પવન મળ્યો, અને તરસેરાના ટાપુ તરફ જવાને રસ્તે તેઓ સડસડાટ હંકળાયાં. પણ છઠા દિવસને છેડે તેઓને સામણો પવન મળ્યો, જે એટલો મજબૂત હતો કે તરસેરા ભણી તેઓ વધી શકયાં નહિં, અને સ્પેન દેશ તરફ હંકાળવાની ફરજ પડી. જીબ્રાલટરની સામુદ્રધુની નજદીક પોહોંચતાં તેઓને ત્રણ વહાણો જણાયાં, જેમાં બે નાહાનાં તથા એક મોહોટું, ઉંચું અને મજબૂત બાંધણીનું હતું.

એડમીરલનાં વહાણની નજદીક રીકાર્ડો પોતાનું વહાણ હંકાળી ગયો, એવા હેતુથી કે પોતાના વડાનો હોકમ લઇ પેલાં બીગાનાં વહાણો જે દેખાતાં હતાં તેના ઉપર હોમલો લઇ જાય. પણ હજી તો નજદીક જઇ પોહોંચે તેટલાં જોય છે શું કે એડમીરલનાં વહાણનાં મોહોટાં ડોળ ઉપર કાળો વાવટો ઉડતો હતો, અને જરા વધારે પાસે જતાં વાજીંત્રો પર શોકનું ગીત વજાડાતું સંભળાયું. આ નિશાનીઓ દેખાડતી હતી કે તે વહાણ પર એડમીરલ પોતે યાતો કોઇ મોહોટો અધિકારી મરણને શરણ થયલો હોવો જોઇએ. એક વહાણ પરથી બોલેલું બીજે વહાણે સંભળાય એટલું નજદીક જ્યારે રીકાર્ડોનું વહાણ આવી પૂગ્યું ત્યારે એડમીરવનાં વહાણ ઉપરથી એક અમલદારે પોકાર કીધો કે એડમીરલ બેરન લેનઝેક ફીફરાનાં રોગથી ગુજર પામ્યો છે ને તેથી વાઇસ એડમીરલ રીકાર્ડોએ હવે એ વડાં વહાણ પર આવી તેનો અખત્યાર લેવો.

લેનઝેકના બેરનનું આમ અચાનક મરણ નીપજવાથી સર્વે જનને ઘણો ખેદ થયો. પરંતુ રીકાર્ડો તો મનમાં ઓછો વધતો ખુશી થયો કે બન્ને ઝાઝોની તેને હવે કુલ મુખત્યારી મળવાથી મન ચાહે તેવો સાહસ અજમાવવાની તેને તક હતી. રાણીમાતાનો હોકમ હતો કે એડમીરલને કશી હોનારત થાય તો તેની જગોએ વડી સરદારી રીકાર્ડોએ લેવી.

વડાં વહાણ પર જતાં, રીકાર્ડોએ કેટલાકોને ગુજર પામેલા એડમીરલ આગળ તેનાં મોહોત પર વિલાપ કરતાં જોયા, જ્યારે કેટલાકો

રીકાર્ડો આગળ આવીને હવે તેને વડો અમલ મળ્યો તે માટે મુબારકબાદી આપવા લાગ્યા.

રીકાર્ડોએ રીતસર એડમીરલ તરીકેનો અખત્યાર લીધો. પણ બીજું કશું વધતું ઓછું કરવાને હાલમાં વખત નહિ હતો, કેમકે પેલાં બીગાનાં વહાણોમાંના બે વહાણ તેઓ સામે સડસડાટ ધસતાં આવતાં હતાં. તે વહાણોનાં વાવટાઓ પર ઇસલામી ક્રેસંટ (અર્ધ ચંદ્ર)ની આકૃતિઓ સ્પષ્ટ નજરે પડી, જે પરથી રીકાર્ડોનાં માણસોએ જોઇ લીધું કે આ બારકસો નામદાર તુર્કી સુલતાનનાં હતાં.

તુર્કો સહમજ્યા કે રીકાર્ડોવાળાં વહાણ સ્પેન્યર્ડોનાં હશે, અને અમેરીકા ખંડના વેસ્ટ ઇન્ડીઝ ટાપુઓ સુધીની લાંબી હેજગારી ભરેલી સફર કરી હાલ પોતીકા મુલકે પાછાં ફરતાં હશે, અને લાંબી મુશ્કેલ મુસાફરીને સબબે એના ખલાસીઓ તથા લશકરીઓ ઠાકીને લોથપોથ થઇ ગયા હશે, જેથી તુર્કી સીપાહોના હાથ પર એઓ સેહેલાઇથી સપાટામાં હાર પામશે. આવા ખ્યાલ સાથ તુર્કી બારકસો રીકાર્ડોનાં ઝાઝોની વધારે ને વધારે નજદીકમાં આવતાં ગયાં, એવી ઉમેદથી કે તેમની લગોલગ જઈ પૂગતાં તેમનાં પર ચહડી જઇ તે માંહેલા સ્પેન્યર્ડોને મારી હરાવી તે ઝાઝો પોતાને કબજે કરી લે.

રીકાર્ડોએ શત્રુ બારકસોને આગળ આવવાં દીધાં. પછી જ્યારે પોતાની તોપોના ગોળા આબાદ તે બારકસોને પોહોંચી શકે એટલાં નજદીક તે આવી લાગ્યાં કે તાબડતોબ તોપો છોડવાનો તેણે હોકમ આપ્યો. આ તોપોનો મારો એટલો સાબુત અને કાતીલ હતો, કે શત્રુ બીલકુલ ગાભરા થઇ ગયા. તોપોની નેમ એવી આબાદ હતી કે તુર્કી બારકસોમાંના એકનું તુતક અધું અધ ઉડી ગયું. આવો મામલો જોઇ તુર્કી બારકસોએ તમામ સઢો ચહડાવીને નાહાસવા માંડયું. પણ તુર્કોનાં વહાણો કરતાં રીકાર્ડોનાં વહાણો ઓછા બોજાવાળાં અને વધારે ઝડપી હોવાથી, રીકાર્ડોએ તેમની સાબુત પુંઠ પકડી. ભાગેલાં બારકસ માંહેલા તુર્કીઓ જે ત્રીજું તેઓનું મોહોટું વહાણ ઉભેલું હતું તેમાં ઘુસી જવાની દોડાદોડીમાં પડયા, અને તેમાં બીજું બારકસ તેઓને મદદ કરતું રહ્યું.

એ અરસામાં રીકાર્ડોએ પોતાનાં બન્ને ઝાઝોથી તુર્કીઓનાં બીજાં બારકસ પર એવો ઝડપી હલ્લો લઇ જઇ તોપોનો સખ્ત મારો ચલાવ્યો,

કે તે માંહેલા તુર્કો પણ પેલાં મોહોટાં ઝાઝમાં ભરાઇ જવાની તળવેળમાં પડ્યા. બન્ને તુર્કી બારકસો પર ઘણા ખ્રિસ્તી કેદીઓને બાંકડાઓ સાથે સાંકળ વડે બાંધેલા હતા, જેઓનું કામ તે બારકસોને હલેસાં મારીને હંકાળવાનું હતું. ચાલતી ગરબડનો લાભ લઇ એ કેદીઓએ જોર કરી પોતાની સાંકળો તોડી નાંખી, અને તુર્કો સાથે ભેળમભાળ થઇ તેઓબી તેમની સાથે મોહોટાં ઝાઝમાં ઘુસવાની તજવીજમાં પડ્યા.

આવો ભેળમભેળાનો મામલો જોઇ રીકાર્ડોએ બંદુકચીઓને હોકમ આપ્યો કે નેમ બરાબર સાંધીને ગોળીઓનો મારો ફકત તુર્કો ઉપર ચલાવવો અને ખ્રિસ્તીઓને બચાવી લેવા.

રીકાર્ડોના કસાયલા બંદુકચીઓની કાતીલ બંદુકોના મારા તળે દુશમનના પુષ્કળ ખલાસીઓ અને સીપાહો જાનથી બેજાન થયા. અને જે થોડાઓ આ ગોળીબારમાંથી છટકી જઇ મોહોટાં વહાણમાં ઘુસી શક્યા, તેમના પર હવે પેલા ખ્રિસ્તી કેદીઓ ઉલટયા અને તેઓનાં હાથોમાં જે કંઇ આવ્યું તે લઇને ઝનુની હુમલો કીધો, અને તેમનો ઘાણ કાહાડયો. ખરૂં છું કે જબરાઓનું જ્યારે આવી બને છે ત્યારે નબળાઓનેબી તેમનાં સામે શૂર છુટે છે.

પડે જ્યારે જંગલનો સિંહ-રાય બિમાર,
તુચ્છ કોહોલાં વતીક શૂર પર ચહેડે તે વાર;
પડેલા પર પાતુ એ છે જગની રીત;
અરે એવી જગ પર મા રેહેતો નચિંત.

આ ખ્રિસ્તી કેદીઓમાં કોઇ સ્પેનિઅર્ડોબી હતા, જેઓ ભુલથી એવું સહમજ્યા હતા કે જે બે વહાણોએ હુમલો કરી તુર્કોને હરાવ્યા હતા, તે તેઓના સ્વદેશી સ્પેનિઅર્ડોનાંજ છે. તેથી એ સ્પેનીશ કેદીઓ તુતક પર આવીને પોકારીને બોલ્યા કે ઓ ફતેહમંદ સરદાર, આ મોહોટાં ઝાઝ પર આવીને એનો કબજો લેઓ. રીકાર્ડોએ સ્પેનીશ ભાષામાં તેઓને સવાલ કીધો કે એ કયું અને કોણનું ઝાઝ છે? પેલાઓએ જવાબમાં જણાવ્યું કે એ અસલ પોર્ચુગલનું છે, અને ઇસ્ટ ઇન્ડીઝથી કિંમતી ખજાનાનો મોહોટો જથો ભરી લાવ્યું હતું, તેમજ તેમાં દશ લાખ સોનાનાં સિક્કાની કિંમતનાં હીરાઓ તથા મોતીઓ છે. એને દરીયામાં એક

ભયંકર તોફાન નડયું, જેથી તે આ તરફ ઘસડાઇ આવ્યું, અને એને ડુબી જતું બચાવવા વાસ્તે એના પરનો બધો ભારી અસ્બાબ, તમામ તોપો સુધાં દરીયામાં ફેંકી દેવાની ફરજ પડી. એના પરના સઘળા લશકરીઓ તથા ખલાસીઓ થાકીને લોથપોથ થયલા હતા, તેટલાં તુર્કી ચાંચિયો હસન મુરાદ તેનાં બે વહાણો સાથે એકાએક કેડેથી નીકળી આવ્યો, અને એની સામે થવાની પોર્ચુગીઝ ઝાઝ પરના આસામીઓમાં બીલકુલ તાકાત નહિ હોવાથી, તેણે સેહેલથી ઝાઝ કબજે કીધું અને તે માંહેલા સઘળાઓને કેદીઓ બનાવ્યા. હસન મુરાદનાં વહાણો નાહાનાં હોવાથી પોર્ચુગીઝ ઝાઝમાંનો માલ તેમાં બધો ખાલી થઇ શકે એવું નહિ હોવાથી, ઝાઝને પાગરે બાંધી નજદીકમાં આવેલી લારાશી નદીમાં તેને ઘસડી જવાની ગોઠવણ કરી રાખી હતી.

રીકાર્ડોએ હવે તે સ્પેનીશ કેદીઓને જણાવ્યું કે તેઓ જો એમ સમજ્યા હોય કે તે સ્પેનિઅર્ડ છે અને તેનાં વહાણો સ્પેનીશ સરકારના છે, તો તેઓ ભૂલમાં ગોથાં ખાય છે, કેમકે તે તો ઉત્તર ટાપુનાં નામદાર રાણીનો નોકર છે, અને તેનાં બેઉ ઝાઝો તેજ માનવંત રાજપતિની માલેકીમાં છે. આ સાંભળી પેલા બધા પોર્ચુગીઝો તથા સ્પેનીશોનાં પેટમાં ભારી ગભરાટ ચાલ્યો, કેમકે આ તો પેનામાંથી ઉછળીને અગ્નિમાં પડવા જેવું હતું, સબબ કે તેઓનાં રાજ્યો અને ઉત્તર ટાપુનાં રાજ્ય વચ્ચે તે અરસામાં મોહોટી શત્રવટ હતી. પરંતુ રીકાર્ડોએ તેઓને ધીરજ આપી કે જો તેઓ તાબેદાર રહેશે ને સામા ન થશે, તો તેઓમાંના એકને પણ અળવળ આવશે નહિ, ને બધાંઓને છુટાપણું બક્ષવામાં આવશે.

પેલાઓએ જવાબ દીધો, "માનવંતા સરદાર, હમો સામા થઇ શકયે એવી હાલતમાં છઇએજ નહિ. વળી નથી હમારી પાસે કશાં હથ્યારો કે તોપો. ઉપરાંત તુર્કી જુલમાત ને જુલમીમાંથી તમોએ હમોને છોડવ્યા અને બચાવ્યા છે, તો હમો નીમકહરામ થઇ તમારી સામે થવાનો વિચારજ કેમ કર્યે ? હમો તો તમારી મેહેરબાનીને આધારે ને તમારે આશરે છઇએ, સાહેબ. વાસ્તે, ઓ શુરા સરદાર, હમારાં બારકશ પર આવીને એના પરનો તમામ ખજાનો તથા કીમતી અસેજ તમારી કીર્તિવંત ફતેહ અને તમારી બાહાદુરીના બદલામાં બેલાશક લેઓ."

સ્પેનીયર્ડોનાં આવાં મીઠાં વચન આપણા જવાન એડમીરલ રીકાર્ડોને ઘણાં ભાવ્યાં. પોતાના હાથ તળેના ઓફીસરોની તેણે એક સભા

મેળવી અને તેઓની સલાહ પુછી કે એ મોહોટાં બારકસ પરના બધા ખ્રિસ્તીઓને, આપણને પોતાને તેમના તરફથી કશી હાણી ન પોહોંચે તેની સંભાળ, સલામતી જાળવીને, કેવી રીતે સ્પેનનાં કિનારે પોહોંચતા કર્યે.

રીકાર્ડોના આદમીઓ કરતાં એ લોકની સંખ્યા ઘણી વધારે હતી. તેથી કદાપિ જો એઓનાં મગજનો કીડો ચવડી આવે ને શર પર ચહડીને એઓ બંદ ઉઠાવે, તો અલબત રીકાર્ડોની ફોજને તોબા પડાવે તેમાં શક નહિ.

રીકાર્ડોના કેટલાક અમલદારોએ મત આપ્યું કે એવા જોખમમાં આપણે રહયે તેનાં કરતાં સૌથી સરસ એલાજ એ છે કે એ લોકમાંથી એકેક પછી એકેકને આપણાં વહાણ પર બોલાવવાં, અને પ્રત્યેક જન જેમ આવતો જાય તેમ તેને હેઠે ભંડારમાં પુરતા જઇને તેની ડોકી ઉરાડતા રેહેવું, જેથી સેહેલાઇથી અને કશીબી ગરબડ ઉઠયા વગર એ બધાનો નિકાલ આવી જશે, અને પછી એઓનું બારકસ આપણી પાગરે બાંધીને જરાબી ફીકર વગર તેમાંના તમામ કીંમતી માલ સાથે આપણા મ્યુનડોલીન બંદરે દોરી લઇ જઇ શકીશું.

આવી ઘાટકી ને ઝનુની સલાહ રીકાર્ડોને રૂચે એમ ન હતું. "ભાઇઓ," એ બોલ્યો, "જે પરમકૃપાળુ પરમેશ્વરે મહા કૃપા કરી આપણને ફતેહ અપાવી તથા આવો મોહોટો ખજાનો અપાવ્યો, તે મહાદયાળુને નગુણા થયલા આપણે કહેવાશું જો આ ખ્રિસ્તીઓનાં આપણે દાગાથી ખુનો કર્યે, અને કંઇ તદબીરથી મુશ્કેલીનો નિવેડો લાવવાને બદલે વધુ લોહી રેડતું કર્યે. માહારો આ અભિપ્રાય છે કે એક બી ખ્રિસ્તીનો જાન નહિ લેવો. આજના મુબારક દિવસે જે કીર્તિવંત જય આપણે મેળવી છે તેના પર ઘાટકીપણાંનો કલંક લાગવો જોઇએ નહિ. જે ખરો બહાદુર છે તે ઘાટકી હોતો નથી. નિર્દયતા શુરાતનને કદી દિપાવે નહિ. મને જે તદબીર સુઝે છે તે આ છે કે આપણાં પોતાનાં જે બે વહાણો છે તેમાંનાં એકની બધી તોપો પોર્ચુગીઝ બારકસ પર ચહડાવી, તેનો આપણે કબજો લઇએ, અને આપણાં વહાણ પર કશાં હથ્યાર નહિ રાખવાં પણ તેમાં પુરતી ખોરાકી ભરવી અને તેના પર પોર્ચુગીઝ બારકસમાંના સઘળાં આદમીઓને ચહડાવવાં કે પછી

એઓ એ વહાણુ પોતાનાં સ્પેનને મુલકે હંકાળી જાય, અને આપણે એઓનાં બારકસનો કબજો લઇ આપણાં દેશ તરફ રવાના થઇએ."

એડમીરલ રીકાર્ડોની આ સલાહ વિરૂદ્ધ મત આચરવાની કોઇ આફીસર હિંમત કરી શકયો નહિ. ઘણાઓ બોલ્યા કે રીકાર્ડો જેટલો બાહાદુર છે તેટલો ઉદાર તેમજ પાકટ બુદ્ધિનો છે; છતાં કેટલાક મનમાં બબડયા કે સ્પેનિઅર્ડો તરફ રીકાર્ડો જોઇએ તે કરતાં વધારે ઉદારતા બતાવે છે તે ખોટું કરે છે.

પચાસ બંદુકચીઓને રીકાર્ડોએ પોર્ચુગીઝ બારકસ પર હાથમાં તૈયાર ભરેલી બંદુકો સાથે પેહેલા ચહડાવ્યા, અને પછી બધી તોપો પોતાનાં વહાણુ પરથી ઉતારીને તે બારકસ પર ચહડાવી. બાદ, બારકસ પરના તમામ ખ્રિસ્તીઓને ફરમાવ્યું કે બધાઓએ ગુપચુપ તેનાં વહાણુ પર ચહડી જવું, જેમાં તે લોકને વાસ્તે મહિનો સુધી ચાલે એટલી ખોરાકી ભરેલી છે. ઉપરાંતમાં, દરેકને ચાર ચાર સ્પેનીશ પીસ્તોલ શિક્કા બક્ષિસ આપ્યા જેથી તેઓ બંદરે ઉતરે ત્યારે પોતાને થોડું જોઇતું કરતું ખરીદ કરવાને બની શકે અને હાડમારી પડે નહિ.

રીકાર્ડોની આવી ભલમણુસાઇ માટે સર્વેએ એનો મોહોટો આભાર માન્યો, અને એનાં વહાણુ પર સવાર થયા. પરંતુ તેઓ માંહેલો છેલ્લો શખ્સ એની આગળ આવીને વિનવવા લાગ્યો કે "શૂરા સરદાર, આપને માહારી નમ્રતાપૂર્વક વિનંતી છે કે બીજાઓ ભેગો મને સ્પેન મોકલી દેવાને બદલે આએ બારકસ પરજ મને રહેવા દેઓ, અને તમારી સાથે મને બી મ્યુનડોલીન શેહેરમાં લઇ જાઓ. સ્પેન માહારૂં સ્વદેશ છે અને ત્યાંથી નીકળવાને મને ઘણો વખત નથી થયો, છતાં ત્યાં પાછા ફરવાને માહારૂં જરાબી દીલ નથી થતું. સ્પેનમાં કોઇ માહારૂં હવે રહ્યું નથી, અને માહારાં દુ:ખ ને સંતાપની યાદ સિવાય ત્યાં મને બીજું કંઇ મલે એમ છે નહિ. બહાદુર એડમીરલ હું તમુંને માહારી શી વાત કહું? પંદર વર્ષના અરસા પર તમારા મુલ્કના લડવૈયાઓએ હમારાં કેડીઝ બંદર પર એક દિવસ ઓચિંતો છાપો મારી મોહોટી લુંટ લુટી ગયા. તે ટાંણે તેઓ માંહેલો એક માહારી આંખોનાં નુર સમાન માહારી એક અતિ વહાલી બુચીને ઉઠાવી ગયો. કેડીઝનો હું આગેવાન વેપારી હતો. લખ્ખો ક્રાઉનનો માહારો ઉધાર વહિવટ ચાલતો, ઉપરાંત ૫૦,૦૦૦

હજાર સોનાના ડકેટ માહારાં ઘરમાં રોકડ હતા, જે તમામ દોલત તમારા તરફના લડવૈયાઓએ લુંટી લીધી. માહારો વેપાર સદંતર તુટી ગયો. મને મોહોટાં નુકસાનમાં ઉતરવું પડ્યું. અરે! માહારાં માલ દ્રવ્યની ખોહારી થઇ તે પ્રત્યે મને લાગતું નથી, પરંતુ માહારી ચક્ષ્મોનું તેજ, માહારી પ્રાણપ્રિય બાળક બેટીને એ લોક ઉપાડી ગયા, તે દુઃખ માહારાથી તથા માહારી સ્ત્રીથી વેઠાતું નથી, વિસરાતું નથી. સામે ખુણામાં જે બેઠી છે તે માહારી ધણિયાણી છે. અમો બેઉએ આખર ઠરાવ કીધો કે આવા સંતાપમાં ને ગરીબ અવસ્થામા હમારાં દેશમાં હમો પડી રહયે, તે કરતાં બેહેતર છે કે હમો વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓ ઉપર જઇ ત્યાં વસ્યે. આ ઇરાદાથી થોડા દહાડા ઉપર હમો વહાણમાં બેસી ત્યાં જવા નીકળ્યાં. પરંતુ કર્મસંજોગે તુર્કીઓએ હમારૂં વહાણ પકડયું અને હમો બધાને ગોલામ બનાવ્યા. આગળ ચાલતાં તેઓએ આ મોહોટું પોર્ચુગીઝ બારકસ જોતાં તે પણ જીતી લઇ કબજે કીધું. ત્યારબાદ તમારાં વહાણો આ બાજુ આવી ચહડયાં, અને તમોએ લડીને તુર્કોને હરાવ્યા."

રીકાર્ડોના સવાલના જવાબમાં પેલા વેપારીએ કહ્યું કે માહારી બેટીનું નામ ઇસાબેલા હતું. આ નામ સાંભળતાં સાથ રીકાર્ડોની શંકા દૂર થઇ અને એની પુરી ખાતરી થઇ કે આએ બુઢો મરદ એની પ્રિયતમ મોહોરદાર ઇસાબેલાનો ખરો બાપ છે. મગર એ વાત એણે હાલ પોતાનાં મનમાંજ રાખી, અને બુઢાને કહ્યું કે તું તથા તાહારી ધણિયાણી ભલે આ બારકસ પર રહો અને હમારી સાથે હમારાં મ્યુનડોલીન શેહેરમાં આવો, જયાં ઇશ્વરેચ્છાથી કદાચિત તમારી પુત્રીની ભાળ તમને મળશે.

નવમે દાહાડે એઓ મ્યુનડોલીન બંદરમાં સહીસલામત આવી પુગ્યાં. પોતાની યશસ્વિ જય જાહેર કરવા બારકસ પર ફતેહનો વાવટો ચહડાવ્યો. પરંતુ તેજ વખતે, માજી વડા એડમીરલ લેનઝેકનાં બેરનનાં મરણની શોકદર્શક નિશાની દાખલ એક કાળો વાવટો પણ ચહડાવ્યો. જંગમાં જીત મેળવી આવ્યા છે તે દરશાવવા ફતેહનાં પડગમ ગગડાવ્યાં, તેમ બીજા હાથ પર દલગીરી દરશાવવા શોકની શીરનાઇઓ વજડાવી.

બન્ને વહાણો નદીમાં જેમ જેમ આગળ વધતાં ગયાં, તેમ તેમ તેના બેઉ કાંઠે લોક જમા થઇ આતુરતાથી ઉભું. એ બંદરેથી બે નાહાનાં

વહાણુ ઉપડેલાં, પણ તેમાંનું એકજ વહાણુ પાછું ફર્યું છે અને તેના સાથે બીજું પરાયું એક જબરદસ્ત બારકસ આવ્યું છે, તે જોઇ શું હકીકત બની હશે તે બાબે લોકો તરેહવાર અટકળો કરવા લાગ્યા.

કિનારે આવી પુગતાં, કુદકો મારીને રીકાર્ડો પેહેલો ઉતર્યો. વડા અમલદારનો ઝકઝકીત પોષાક તેનાં અંગપર હતો, અને ચકચકીત હથ્યારોથી તે સજ હતો. પાધરો તે હવે દરબારગઢ તરફ વળ્યો. રાણી એના આવવાની રાહ જોતી ઝરૂખે બેઠી હતી. સર્વનાં ઝાડ ભીસાલનું એનું કદ, એનું ગૌરવ, એની તેજસ્વી કાંતિ, વળી કમરે કસબી પટામાંથી લટકતી શમશીર, શિર ઉપર ઉંચી કળગીર સાથની રંગીન મખમલની દમામદાર ટોપી, તથા બદન પર લડવૈયાને છાજતો પોષાક, એ બધાંથી રીકાર્ડો એવો તો દિપતો હતો કે રાણીની બધી સાહેલીઓ બે ઘડી વિસ્મય પામીને એને જોતી ઉભી. ખુદ ઇસાબેલાની અંદરખાનેની ખુશાલી માઇ સમાઇ નહિ રહી, અને એનો ગોરો રૂપાળો ચેહેરો લાજથી લાલ થઇ રહયો.

રાણીની નજદીકમાં આવી પુગતાં રીકાર્ડોએ ધૂંટણુમંડિયે પડી દરબારી વિવેક પ્રમાણે નમન કીધું. પછી એડમીરલનાં મરણુના દુઃખદાયક સમાચાર કહ્યા, ત્યાર બાદ તુર્કોનાં વહાણોનો એણે કેવી રીતે ખુરદો કીધો હતો તેમજ પોર્ચુગીઝ બારકસ તે માંહેલા તમામ કિંમતી અસબાબ અને માલ સાથ કેવી રીતે કબજે કીધું, તે બધાંનો સવિસ્તાર એહેવાલ કહી સંભળાવ્યો. પોર્ચુગીઝ બારકસમાંના કિંમતી વસાણું તથા કરીયાણુંનો તમામ માલ તેમજ તે માંહેલા દશ લાખ સોનાના શિક્કાઓનો રોકડ ખજાનો એ બધાંની રાણી માતા હવે હકદાર માલેક થયાં છે એમ એણે જણાવ્યું, અને છેવટે અરજ કીધી કે આ કીર્તિવંત વિજયના બદલા અને ઇનામમાં મને હવે ઇસાબેલા જોડે પરણવાની પરવાનગી બક્ષો તો મને કિંમતીમાં કિંમતી ખજાનો મલ્યો એમ હું સહમજીશ.

રાણી બોલી, "રીકાર્ડો, ધૂંટણેથી ઉઠ. મેં જે તને વચન આપ્યું હતું તે મને કબુલ છે. ખુશીની સાથ ઇસાબેલાનો હાથ હું તને બક્ષું છું. માહારે વાસ્તે જે અમૂલ્ય ખજાનો તું લઇ આવ્યો છું, તેથી પણ ઘણું જ્યાદા કિંમતી અને અપૂર્વ એ જવાહીર હું તને આપું છું. તું હવે રૂખસત લે, અને તાહારી થાક ઉતારી કાલે હયાં પાછો આવજે અને સાથે પેલા વૃદ્ધ સ્પેનીશ વેપારી અને તેની બાનુને લેતો આવજે."

રીકાર્ડો પોતાને ઘરે પોહોંચતાં, એનાં હેતવંતા માતપિતાએ એને ઘણો દીલોજાની ભર્યો આવકાર આપ્યો; તથા એનાં બીજાં સગાં સંબંધીઓનું ત્યાં મેળાવડું મલેલું હતું તે બધાંઓએ એને ચાંપી ચાંપીને શેકહેન્ડો કીધી અને મુબારકબાદીઓના વરસાદ વરસાવ્યા. ઇસાબેલાનાં માતપિતાને એણે આગમજથી પોતાને ત્યાં મોકલાવી આપ્યાં હતાં, તેઓની ઓળખાણ પોતાના માબાપ સાથે એણે કરાવી, પરંતુ તેઓને તેમજ નોકર સુધાં ઘેર મધેનાં સર્વે જણાંને ખાસ ચેતવી રાખ્યાં કે ઇસાબેલાની બાબતમાં સેહેજ પણ એશારો કોઇએ એનાં માયબાપ આગળ હાલમાં કરવો નહિ.

વળતે દાહાડે રીકાર્ડો પાછો દરબારે ગયો, અને રાણીનાં ફરમાન અનુસાર ઇસાબેલાનાં વૃદ્ધ માયબાપને સાથે તેડી ગયો. જે ભભકાબંધ પોષાક કરીને ઇસાબેલા પેહેલવેહેલી દરબારમાં ગઇ હતી, તેજ પોષાક આજે તેણીએ પેહેડયો હતો, અને રાણીમાતાએ પોતાની બાજુમાં તેણીને બેઠક આપી હતી. દરબારની સઘળી ઉમરાવજાદીઓનો ઠઠેરો જોઇ ઇસાબેલાનાં માબાપ અજબ થયાં. ખુબસુરત અને ફાંકડા પોષાકમાં સજ થયલી ઇસાબેલા પર એમની નજર ગઇ, પણ તેઓ એને ઓળખી શકયાં નહીં. પણ એની દ્રષ્ટિ સાથે એઓની દ્રષ્ટિ એક થતાં એઓનાં દીલમાં કંઇ ખુદરતી અજબ લાગણી ઉઠી. ઘૂંટણુમંડિયે પડી નમન કરતા રીકાર્ડોને રાણીએ તુરત ઉઠાડી, પોતાની નજદીકમાં કિંમતી મખમલ જડીત શોભાયમાન ખુરસી પર બેસવા ફરમાવ્યું.

આ જુવાન દરિયાઈ સેનાપતીને આવું અસાધારણ માન રાણીએ તેથી કંઇએક દરબારીઓનાં દીલમાં અદેખાઇના આતશે ઘર કર્યું.

એવી કેઇ છે દરબાર જયાં હોય નહિ હસદ?<br>
અદેખાઇ, હસદની નથી કેઇ હદ.<br>
જો રાજપતિ બનશે કોઇએક પર મેહેરબાન,<br>
તો સો જનનાં જળશે અદેખાઇથી જાન.

રાણીની ખાહેશથી રીકાર્ડોએ પોતે કીધેલી દરિયાઇ જંગ અને મેળવેલી ફતેહનો રસિક એહેવાલ ફરીથી કહી સુનાવ્યો. તથા પોતે જે સ્પેનીશ અને પોર્ચુગીઝ કેદીઓને છુટા કરી સહુ સહુને વતન જવાને રજા આપી હતી તે માંહેલું પેલું વૃદ્ધ જોડું જેણે પોતાને મુલક જવા

ના પાડી, મ્યુનડોલીન નગ્રે આવવાની ખાહેશ જણાવી હતાં, તઓની બાબતમાં હવે તે બોલ્યો અને ઉમેર્યું કે એઓનાં છટા, અદબ, અને નીતિ રીતિથી એઓ કેડીઝ શહેરનાં આગેવાન રહીશ હોય એવું જણાય છે.

રાણીએ હોકમ કીધાથી તે બુઢ્ઢું સ્પેનીશ જોડું તખ્ત પાસે આવ્યું. કેડીઝનાં આએ સ્પેનીયડ મરદ ઓરત કોણ છે તે જોવા ઇસાબેલાએ હવે વધારે ધ્યાનથી તેઓ તરફ નજર ફેંકી, મનમાં એવી ઉમેદ સાથ કે એ લોક કદાચ એનાં માતપિતાને ઓળખતાં હશે અને એઓ પાસેથી તેમને લગતી ખબર મળી શકશે.

આમ ટીકીને ઇસાબેલા તેમના તરફ જોતી હતી, તેજ વેળા એની માની નજર પણ એના ઉપર પડી, અને તે બી ટીકતી ઉભી. ઇસાબેલાની યાદદાસ્તમાં હવે કંઇ એવું ઉછળવા લાગ્યું કે આ બાનુને મેં કદી કેંઠે જોઇ છે ખરી. બીજા હાથ પર એના બાપના મનમાં મજબુત શંકા થઇ કે આ ઠાઠમાં બેઠેલી ખુબસુરત પુતળી માહારી દીકરીજ છે; પરંતુ પોતાના મનમાંની શંકા જાહેર કરી શકયો નહિ.

આ ત્રણુને ખુદરતની પ્રેરણાથી જે સંકલ્પ વિકલ્પ થતો હતો તે ચગોર રીકાર્ડો બારીકીથી જોતો રહયો હતો. અને રાણીમાતાની ચાલાક આંખોએ બી જોઇ લીધું કે આ ત્રણ જન એકેકને જોઇને વિચારના વમળમાં વિંટળાયાં છે.

રાણીએ ઇસાબેલાને ફરમાવ્યું કે એ વૃધ્ધ સ્પેનિયર્ડો સાથે સ્પેનીશ ભાષામાં તું વાત કર, અને સવાલ પુછ કે રીકાર્ડોએ તમુને છુટાપણું બક્ષ્યું તે છતાં પોતાને મુલકે જવાને બદલે મ્યુનડોલીન આવવા પસંદ કીધું તેનું કારણ શું? રાણીના ફરમાવ્યા મુજબ ઇસાબેલાએ સ્પેનીશ જબાનમાં આ સવાલ પોતાની માને પુછ્યો. મગર તે બાનુ, તેનો કશો જવાબ દેવાને બદલે, ઇસાબેલા તરફ ઝડપી કદમે ચાલી આવી, અને આજુ બાજુ ઉભેલાં અમીરી બાનુઓ તથા ઉમરાવો શું વિચારશે તેની કશી પરવા રાખ્યા વગર, પોતાના હાથમાં ઇસાબેલાનો જમણો કાન પકડીને તપાસ્યો, અને તેના પર જે કાળો તલ હતો તે અચૂક નિશાની જોતાંને વાર ઇસાબેલાને તે જોરથી ભેટી પડી અને પોકારી ઉઠી, "આ માહારી દીકરી! માહારા જીગરના ચેરાગ!" એથી વધારે એક બી શબ્દ તે બુઢી બાનુ બોલી શકી નહિ, અને બેશુદ્ધિમાં ઇસાબેલાના હાથમાં તુટી પડી.

અલબત્તે ઇસાબેલાના પિતાના દીલમાં કંઇ ઓછો ઉભરો ઉછળતો નહિ હતો. તેની બુઝરોગ આંખોમાંથી હરખનાં આંસુ ટપકવા લાગ્યાં, મગર તેના હોઠોમાંથી એકબી સુખન બહાર આવી શકયો નહિ.

પોતાની માતાનાં મુખ પર ઇસાબેલાએ ઘણા વહાલથી પોતાનું મુખ દાબ્યું, તથા પોતાના પિતા ભણી ઘણી મમતાથી જોવા લાગી.

આવો દેખાવ જોઇ રાણી રીકાર્ડો તરફ ફરી, અને બોલી, "રીકાર્ડો, મને લાગે છે કે આ ત્રણુની સગાઇ તું અગાઉથી ચેતી ગયલો હોવો જોઇએ, પણ પકી પારખ કરવા ખાતર તેં એઓની ઓચિંતી મુલાકાતની આ બાજી રચી હોવી જોઇએ. રે, પણ તું ભુલ્યો. કેમકે તને જાણવું જોઇએ કે ઓચિંતી આવી પડેલી આફતથી હેબત ખાઇને જેમ કોઇ વાર કોઇ આસામી પ્રાણ છોડી દે છે, તેમ ઓચિંતી અને અણધારેલી મોહોટી ખુશાલીથી પણ કોઇ વાર એવું બને છે."

ઇસાબેલાના હાથમાંથી તેણીની બેશુદ્ધ માતાને છોડાવી, તેનાં મોંહ પર પાણીનો છંટકાવ કરાવી તેણીને હુસ્યાર કીધી.

પાછી હુસ્યારીમાં આવતાં ઇસાબેલાની માતાને શુદ્ધિ આવી કે તેના મગજની એકદમ ઉશ્કેરાઇ આવેલી સ્થિતિમાં તેનાથી ભર દરબારમાં કેવું રોબડું થઇ ગયું હતું. મન સમાધાન રાખી તે રાણી આગળ ધૂંટણે પડી અને બોલી, "આ પ્રતાપી મહારાણી, માહારી વગર વિચારની બેઅદબી માટે તમારી કને હું માફી માંગું છું. પરંતુ આટલે લાંબે કાળે માહારી ખોવાઇ ગયલી પ્રાણપ્રિય દીકરીને હયાં ઓચિંતી જોતાં મેં ઘડીભર માહારા મગજનું સમતોલપણું ખોયું તો તે સ્વાભાવિક હતું."

રાણીએ ઇસાબેલાની માને ઘણો ધીરજવાળો ને દિલાસાનો જવાબ આપ્યો, તથા તેણીને અને તેના વૃદ્ધ ખાવીંદને હોકમ આપ્યો કે હાલ તરત તેઓએ દરબારમાં રહેવું, જેથી તેઓને પોતાની દીકરી સાથે છુટથી ભેળાવા અને વાત કરવાનું બને અને પોતાના સુખના ઉભરા પરસ્પર કાહાડી શકે. પછી રીકાર્ડોને કહ્યું કે આજથી ચાર દિવસ રહીને ઇસાબેલાને હું તાહારે હસ્તગત કરીશ અને તમો બન્નેને માહારાથી બનશે એટલાં નવાજીશ.

રાણીમાતાનાં આ સુંદર વચનથી રાજી થઇને રીકાર્ડો પોતાનાં ઘરે ગયો. એક આશકને માશુકથી ચાર દહાડા વેગળા રેહવું તે તેનાં મનને ચાર સદી જેટલું લાગે. પણ બહાદુર રીકાર્ડોએ મન મોહોટું કીધું કે આ ચાર દહાડા જતાં વાર નહિ લાગશે, અને તેની પરમપ્રિય દીલદાર હવે તેની હંમેશની થશે.

શરબતનો પ્યાલો હોઠ આગળ ઉંચકાયલો હોય, પણ તેમાંનું શરબત મોહોઢામાં રેડાય તે આગમજ કેટલી વખત શું ને શું થઇ જાય છે. માનવી ધારે છે શું, અને દેવગતિ કરે છે શું?

ભવિષ્યના ભિત્તરમાં શું ભર્યું છે
નથી એવો કોઇબી જે જાણી શકે.
અચાનક ઓચિંતા બનાવો કંઇ કંઇ
એવા થાય કે અક્કલબી કામ કરે નહિ.
અગર ધારેલું હંમેશ જો બનતું રહે,
તો ભવિષ્યના ભેદ જેવું પછી શું રહે?
તરેહ તરેહ યુકિત એક માનવી રચે,
ને પાર તે ઉતારવા ઘણોબી મચે,
પણ યારી જો તેને ન આપે કિસ્મત,
તો ન લાગે કામ તેની સઘળી હિકમત.
કરામત નથી ચાલતી કિસ્મત આગળ,
નથી તદબીર તકદીરને ખોલવાની કળ.

જે ખાનદાની ઉમરાવજાદીને હસ્તગત રાણીએ ઇસાબેલાને સોંપી હતી, તેનો અર્લ ઑફ આરનેસ્તો નામનો એક બેટો હતો. પોતાની ઉંચી ઓલાદ તથા બોહોળી જાગીરોને સબબે, તેમજ એની માને રાણીની સાથે એખલાસ અને વગવસીલો હતો, તેનાં જોર ઉપર, એ જુવાન અમીરઝાદો એવું ઘણું કરતો કે જે એના દરજ્જાને છાજતું ન હતું. વળી એ ઉન્મત તથા તકોબરી અને અહંકારનો ભરેલો હતો.

બન્યું એમ કે એ અમીરઝાદો રૂપવંતિ ઇસાબેલા ઉપર તનમનથી મોહી પડયો હતો; અને રીકાર્ડો સફરે ગયલો હતો તે મુદત દરમ્યાન તેની ગેરહાજરીમાં પોતાનો પ્યાર તે રૂપસુંદરી આગળ જાહેર કરવા સારૂ એણે કંઇ કંઇક ફાંફાંઓ માર્યાં હતાં. પણ તે સદગુણી સ્ત્રીએ એને જરાબી ઉત્તેજન આપેલું નહિ

પ્યારનો ખેલજ એવો છે કે જેમ જેમ એક ઉન્મત આશકને એક અબળા તરછોડી કાહાડે છે, તેમ તેમ તેને પોતાની બનાવવા માટે તે વધારે ને વધારે ઉશકેરાઇને ઉત્કંઠિત બને છે, અને તેને હાથ કરવા કોઇ પણ તરેહની યુકિત કે છટકું માંડવાને તે અચકાતો નથી, શરમાતો નથી. તેમ અનેકવાર એવું પણ બને છે કે પોતાની માશુકનો પ્યાર જીતવામાં નિષ્ફળતા મેળવેલો અધીરો આશક નાસીપાસી અને નાઉમેદીનાં દુ:ખે પોતાને હાથે પોતીકો જીવ લેવા પણ આંચકો ખાતો નથી.

જ્યારે અર્લ ઑફ આરનેસ્ટોએ જોયું કે ઇસાબેલાનો હાથ રીકાર્ડોને બક્ષવા રાણીમાતાએ વચન દઇ દીધું છે, અને જે દિવસ જાય છે તેમાં શાદીનાં ગાંઠથી જોડાઇ જશે ને પોતે હાથ ઘસતો રહી જવાનો, ત્યારે એની નિરાશાનો પાર નહિ રહયો, અને પોતાને હાથે પોતાનો જીવ લેવા તૈયાર થયો. પરંતુ આવું છેલ્લામાં છેલ્લું અને હિચકારૂં પગલું લેવા આગમચ એક બીજી યુકિત અજમાવવાનો એણે ઠરાવ કીધો.

પોતાની મા આગળ જઇને પોતાનાં દીલનો ભેદ એણે ખુલ્લો કીધો, અને બહુ આજીજી અને કાકલુદી સાથ તેણીને વિનવી કે "રે વ્હાલી મા, રાણીમાતા સાથે તમુને ઘણો ઘરોબરો છે અને તેઓ પર તમે ઘણો વગવસીલો ચલાવી શકે છો, તો મારી આજીજી કબુલ કરી તમો તે નામદારને સહમજાવી, પટાવી, કંઇક દબાણ વટીક ચલાવી, રીકાર્ડો અને ઇસાબેલાની સગાઇ તોડાવો અને એ ઔરતનો હાથ મને અપાવો. સત્ય માનજે, માહારી મા, કે જો આ કામમાં તું ફત્તેહમંદ નહિ થઈ અને ઇસાબેલાનો પ્રેમ મને નહિ મળ્યો, તો માહારાં બદનનાં આ ખોળામાં માહારો જાન એક ઘડી પણ રહેશે નહિ. ઇસાબેલા વનાં માહારૂં જીવતર રદ, અકારત છે."

આરનેસ્ટોનાં ઉદ્ધતપણાં, ઉછાછળાપણાં, હઠીલાઇ, તથા એકલપેટાઇથી એની ઉમરાવ મા સારી રીતે વાકેફ હતી, અને તે બરોબર સહમજતી હતી કે એનું ને ઇસાબેલાનું જોડું કદી સુખી થઇ શકનાર નથી.

મગર કેઇ માતાનો પ્યાર પોતાનાં ગમે એવાં ઉન્મત અને નાલાયક બચ્ચાં પર બી નથી હોતો ?

Hast thou sounded the depths of yonder sea,
And counted the sands that under it be?
Hast thou measured the height of Heaven above?
*Then* mayest thou mete out a mother's love.

(*Emily Taylor.*)

જ્યારે આરનેસ્ટોની માએ જોયું કે તેનો હઠીલો છોકરો તેની આએ ઉમેદમાં નિષ્ફળ થશે તો નિશ્ચય આપઘાત કરી મરવાનો, ત્યારે તેણીએ તેને વચન આપ્યું કે મારાથી બનતું હું રાણીને સમજાવીશ. તેણીને જરાબી સંદેહ નહીં હતો કે રાણીએ રીકાર્ડોને એકવાર પોતાનો બાદશાહી સખુન આપ્યો છે તે તેણી કદી ખેંચી લેશે નહિ. છતાં જ્યારે તેના હઠીલા દીકરાનો મામલો આવી ખેદકારક હદ સુધી આવ્યો હતો ત્યારે તેને માટે બનતો જીવતોડ પ્રયત્ન કીધા વિના તેણીનો છુટકો હતો નહિ.

તે પાધરી રાણીમાતા આગળ ગઇ અને તેણીનાં ઘૂંટણ પર માંથું મુકી દીધું, ને પટામણું મોહો કરી તેણીની પાસે માંગણી કીધી કે કોઇબી રવેશે, કાંઇબી કરીને, ઇસાબેલાના લગ્ન હજી બે દિવસ લંબાવ.

"રે પ્રિય રાણી!" તે બોલી, "આજ દીન સુધી જે મેં તાહારી ભારી કાળજી તથા પૂર્ણ વફાદારીથી સેવા કીધી છે, તેનો બદલો વળેલો હું ત્યારે સમજીશ કે જ્યારે માહારો આટલો સખુન કબુલ રાખી એ કુમારીકાની શાદી ત્રણ દિવસ, ફકત ત્રણ દિવસ, તું થોભાવે."

એકાએક ને અણધારેલી આવી વિચિત્ર માંગણી કરવાનું તે ઉમરાવ-જાદીને શું કારણ હશે તે રાણીમાતા અલબત કલ્પી શકી નહિ, તેથી તેણીએ એ બાબતનો સવાલ કીધો.

ઉમરાવઝાદીએ કહ્યું "રાણી, પહેલાં તમે મને તમારો પવિત્ર કોલ આપો કે માહારી અરજ તમે કબુલ ફરમાવી છે, પછી હું તહમોને તમામ ખોલાસો આપીશ."

સ્ત્રી જાતનો સ્વાભાવિક ખવાસજ જીજ્ઞાસુ હોય છે. તેથી રાણી માતાને જાણવાને કુદરતી ચટપટ થઇ કે આવી રીતે ત્રણ દહાડા લગ્ન ઢીલમાં નખાવવાનો એણીનો હેતુ શો હશે, અને તેણીએ અમીરઝાદીને કોલ

આપ્યો કે "ખેર તાહારી માંગણી હું કબુલ રાખું છું, મગર મને હવે કેહે કે ઇસાબેલાનાં લગ્ન એવી રીતે ઢીલમાં નખાવવાની તાહારી ખરી મકસદ શી છે?"

તેણીનો દીકરો અર્લ ઓફ આરનેસ્તો ઇસાબેલાના પ્યારમાં કેવો દીવાના જેવો થઇ ગયો હતો, તે વાત ઉમરાવઝાદીએ હવે રાણીને જાહેર કીધી, અને ઉમેર્યું કે "ઇસાબેલા જો આરનેસ્તોનો હાથ નાકબુલ કરશે તો એ છોકરો પ્યારની નાસીપાસીમાં ખચીત જીવ પર કરશે યા તો નિશ્ચય કંઇ એવું પગલું લેશે કે જેનું પરિણામ નાલેસી અને હિણપસ્તી સીવાય આવશે નહિ. માટે તમો પાસે મેં ત્રણ દિવસની ઢીલ માંગી લીધી કે જે અરસામાં માહારા બેટાનાં ભલાંને ખાતર તમો જેવાં ચતુર રાણી કંઇ સારો તોર કાહાડી શકશો."

ઉમરાવઝાદીનાં મુખથી આવાં સખુનો સાંભળી રાણી માતા ઘણી દુ:ખી થઇ, અને બોલી, "જો રીકાર્ડોને મેં માહારો કોલ આપેલો ન હતે તો કદાપિ હું બીજો કાંઇ બી તોર કાહાડતે. પણ એ જવાનને મેં એક વખત માહારો બાદશાહી સખુન આપ્યો છે તેના પર હું પાણી ફેરવનાર નથી. રાજપતિએ એકવાર જે વચન આપ્યું તે જો તે તોડે તો તેના બોલવા પર પ્રજાને કદીબી વિશ્વાસ કેમ રહે? વાસ્તે કોઇને બી ખાતર કે કોઇ બી કારણસર હું માહારો આપેલો કોલ તોડી રીકાર્ડોને નાસીપાસ કરનાર નથી એ તાહારે સત્ય જાણવું."

રાણીનો આવો મકકમ જવાબ અને દ્રઢ વિચાર જાણી, ઉમરાવઝાદી પોતાના લાડકવાયા બેટાને માટે ફિકરમાં પડી. તેણીએ જોઇ લીધું કે આરનેસ્ટોને ઇસાબેલા કદીય મળવાની નથી, અને એ નાઉમેદીમાં બોહોંસીલો ને ઉછાછળો આરનેસ્ટો શું ને શું કરી નાંખશે. માટે હવે આરનેસ્ટોની માતાના દીલમાં એક બુરો ખ્યાલ પેવસ થયો કે ઇસાબેલાનો છુપો જીવ લઇ લઉં કે બધી વાતની કાસળ પટે ને પીડા ટળે.

નારી માત્રનો ધારો છે કે એક ખ્યાલ તેઓનાં મગજમાં પેઠો કે પછી ગમે તેવો બુરો ને બદ તે કાંય નહિ હોય પણ તેના પર તેઓ અમલ કરે નહિ ત્યાં સુધી તેઓ ઠર થઇને હરગેજ બેસશે નહિ.

તે ને તેજ સાંહાંજે ઉમરાવઝાદીએ ઇસાબેલાને થોડો મુરબ્બો ખાવા આપ્યો, જેમાં તેણીએ ઝેર ભેળ્યું હતું. મુરબ્બો ખાધા પછી થોડીવારમાં ઇસાબેલાનું ગળું તથા જીભ સુઝી આવ્યાં. તેણીનો સાદ ખોખડો થઇ ગયો, હોઠ કાળા મારી ગયા, આંખે ચકકરો આવ્યાં, અને પેટમાં ઉપરાઉપર આંકડાં આવવાં લાગ્યાં. આ નિશાનોથી સૌ સમજી ગયાં કે ઇસાબેલાને ઝેર દેવાયું છે, અને કેટલાં જન રાણીમાતાને આ કમનસીબ બનાવ કહેવા દોડયાં.

તે દયાળુ રાણી તાબડતોબ ઇસાબેલા પાસે દોડી આવી, અને તે નિર્દોષ કુમારીકાનો આવો હાલ જોઇને પોતાના ખાસ દરબારી વૈદને તુરતા તુરત તેડાવી મંગાવ્યો.

રાણી ચેતી ગઇ કે આ નીચ કર્તવ્ય કોણનું છે, અને પોતાની શંકા તેણીએ રાજવૈદને જણાવી, જે પરથી તે વૈદે રાણીને અરજ કીધી કે કોઇબી સુરતે મેહેરબાની કરી ઉમરાવઝાદી પાસે કબુલ કરાવો કે તેણીએ કયું ચોકકસ ઝેર ઇસાબેલાને આપ્યું છે, કેમકે ફલાણું અમુક ઝેર એના ખાધામાં આવ્યું છે તે જો નકકી જણાય, તો તેનો ઉતાર જલદીથી થઇ શકે.

રાણીએ એ બાતમી વૈદને મેળવી આપી, જેણે એવા રામબાણ એલાજ લેવા માંડયા કે તેની અસરથી અને પાકપરવરદેગારની મેહેરથી ઇસાબેલાનો જાન બચવાની સૌને આશા આવી.

ઉમરાવઝાદીને મેહેલમાંના એક સાંકડા ઓરડામાં પરહેજ કરવાનો તથા તેણીની આ મહા બુરી ને પાપી તકસીરને માટે કાયદાસર તપાસ ચલાવી ઘટતી સજાએ તેણીને પોહોંચાડવાનો રાણી માતાએ હોકમ કાહાડયો.

રીકાર્ડોને આ સંતાપજનક માઠા બનાવની ખબર પડતાં તે તો સદંતર બેબાખરો બની ગયો. એકાદ દિવસમાં જે ગુણવંતિ રૂપસુંદરીની સાથ તેના નેકાહ થનાર હતા, તેના પર આવી વિપત્તિ ! આએ ગજબ !

આખરે કાબેલ વૈદની કળા ફાવી, અને ઇસાબેલાની જીંદગી બચી. જેને રામ રાખે તેને કોઇ નહિ મારે. મગર ઝેર એવું બુરૂં કાતીલ હતું કે જો કે ઇસાબેલાનો જીવ બચી ગયો છતાં તે તેની કેટલીક દેહેશ્તનાક

અસર નિપજાવ્યા વગર રહ્યું નહિ. ઇસાબેલાના માથાના બાલ, જે તેણીની ઉમદા શોભા ને મગરૂરી હતી, તે નરદમ ઉખડી ગયા. બન્ને આંખનાં ભવાં ખરી પડયાં. શરીરની ચામડી પર જગેજગ ડાઘા ઉઠયા, ચેહેરાનું સ્વરૂપજ બદલાઇ ગયું, આંગ સુઝી આવ્યું, અને આંખોમાંથી પાણી ઝરકતું થયું.

ટુંકમાં, એ નિર્દોષ કુમારિકા કે જેનો એક વખતનો દેખાવ આકાશી હુર કરતાં સરસ હતો, તે હવે એક બદસુરતીનો નમુનો બની. અને સહુ કોઇનાં મોંહોડામાંથી આજ સખુન નીકળતા કે આવી હાલતમાં જીવવા કરતાં એ મરી ગઇ હોતે તો હજાર દરજ્જે બેહેતર થતે.

પરંતુ સાચા આશક રીકાર્ડોને ધન્ય છે કે ઇસાબેલા આવી બેડોળ, કદરૂપી, દર્દી બનવા છતાં, એનો સાચો પ્રેમ જરાય ડગમગ્યો નહિ. રાણી-માતા પાસે એણે માંગી લીધું કે જો તે નામવરની રજા હોય તો ઇસા-બેલાને એ પોતાને ત્યાં લઇ જાય જયાં એ તેણીની હરપ્રકારે પ્રેમ અને કાળજી પૂર્વક જતન કરશે, અને વિશેશમાં બોલ્યો કે કમનસીબે ઇસાબેલાની ખુબસુરતીનો સદંતર નાશ થયો છે, પણ મને તેની ચિંતા નથી કારણ કે એણીનાં સદગુણો અને ઉત્તમ ખવાસ કાયમ છે.

રીકાર્ડોની આ માંગણી રાણીએ કબુલ કીધી, અને તે ઇસાબેલા તથા તેના માયબાપને પોતાનાં મકાને લઇ ગયો. જતી વખતે રાણીએ ઇસાબેલા તરફની પોતાની માયા મમતાની ધધાણી દાખલ ઘણાં કિંમતી મોતી, હીરા અને બીજાં જવ્હેરાત ઉપરાંત કેટલા સુંદર દરેસો તેણીને સોગાદ આપ્યા.

વખત જતાં ઇસાબેલાનું બેડોળપણું જરાબી ઘટયું નહિ. પણ બે માસ પછી એણીની ડાઘયેળ ને ખડબચડી ચામડી ખરીને નીકળી જવા માંડી, અને તેની જગોએ નવી સુંવાળી ચામડી આવવા લાગી.

આ અરસામાં રીકાર્ડોનાં માયબાપે જોઇ લીધું કે ઇસાબેલાની આગળી ખુબસુરતી કબી પાછી આવવાની નથી. માટે ઉત્તર ટાપુની જે ખાનદાની અને તાબેવંત કુમારીકા સાથે રીકાર્ડોની સગાઇ કરવાનો તેઓએ જે અસલ ઠરાવ કરી રાખ્યો હતો, તેણીને હવે પોતાને ઘરે બોલાવવાનો એઓએ વિચાર કીધો એવી ગણત્રીથી કે તેણીને જોયા પછી રીકાર્ડો બેડોળ ઇસાબેલાનો ખ્યાલ તજી દેશે અને તેણીની સાથે પરણવાને લલચાશે.

આવા ઇરાદાથી દોઢ મહિના પછી એઓએ રીકાર્ડોની જાણ વગર પેલી યુવંતિ જેણીનું નામ કલીસ્ટર્ના હતું તેણીને પોતાને ત્યાં બોલાવીને રાખી.

કલીસ્ટર્ના બી એક ખરી રૂપવંતિ હતી. ઇસાબેલા જ્યારે તેના ખુબસુરતીના પુરા બાહારમાં હતી, ત્યારે આખા દેશમાં તેણીથી ઉતરતી આએ કલીસ્ટર્નાજ હતી. મ્યુનડોલીનનું રાજનગર ત્યાંની ખાનદાની ખુબસુરત કુમારિકાઓ માટે જાણીતું હતું, પણ એ બધામાં આ કલીસ્ટર્ના જેવી મનોહર રૂપવંતિ કોઈ ન હતી.

કલીસ્ટર્નાને પોતાને ત્યાં આવેલી જોઇ રીકાર્ડો ચોંકયો. એને એવો ગભરાટ છુટયો કે જો ઇસાબેલાને ખબર પડશે કે કલીસ્ટર્ના અહીં આવેલી છે તો એને નકકી વેહેમ જશે કે માહારાં માતપિતાનો ઇરાદો હવે એની સાથે માહારાં લગ્ન કરી નાખવાનો હશે, અને તેના અંદેશામાં બાપડી ઇસાબેલા પોતીકો પ્રાણ મેલી દેશે. તેથી તેણીને સખ્યારો આપવા તે ઇસાબેલા કને દોડયો, જે બીચારી માંદગીને બિછાને હતી અને તેનાં વૃદ્ધ માતપિતા તેણીની બાજુમાં બેઠેલાં હતાં.

પોતાના હાથમાં ઇસાબેલાનો હાથ ઝાલી રીકાર્ડો તિક્ષણ લાગણી સાથ બોલ્યો, "ઇસાબેલા, માહારાં જીગર, હું જે તને કહું તે ધિરજથી સાંભળજે. માહારાં માબાપનો માહારા ભણી જે ખુદરતી ઉંડો પ્યાર છે તથા માહારા તરફ એઓની લાગણી છે તેથી એઓએ એક બીજી યુવંતિ સાથે માહારાં લગ્ન કરવાનું નકકી કીધું છે અને તે અબળાને અહિંઆં બોલાવી રાખી છે. એઓ એવુ માને છે કે તું કદી બી પાછી સાજી થઇ શકશે નહિ, અને તેથી હવે માહારે પેલી બીજી કુમારીકા સાથે પરણીને સુખી થવું. પરંતુ, વહાલી ઇસાબેલા, એ લોકને ખબર નથી કે તાહારા તરફનો માહારો પ્યાર કેવો સાચો, ઉંડો તથા અચળ છે. અલબત હું તાહારી પરી કિસમની બેનમુન ખુબસુરતી જોઇને તાહારા ઉપર પહેલાં મોહી પડયો હતો. મગર તે તાહારી ખુબસુરતી તેં હવે ખોહી દીધાથી માહારા તાહારી તરફના પ્યારમાં એક કમરસ જેટલો બી ફેર પડયો નથી. તાહારી ફરેસ્તાઇ ખસલતે અને તાહારા ઉત્તમ સદગુણોએ માહારૂં મન વશ કરી લીધું છે. તાહારાં રૂપને હું ચાહતો નથી. તાહારા ગુણોને હું પુજું છું. તાહારો કર માહારા કરમાં લઇ, જે પવિત્ર ને મહત્વવાળા ખ્રિસ્તી ધર્મમાં મને માહારાં માતતાતે ઉછેર્યો છે તે ધર્મના કસમ લઈ, તાહારાં બુઢાં માબાપની હજુરમાં, હું પ્રતિજ્ઞા કરૂં

છું, ઇસાબેલા, કે હું તને અને તનેજ માહારી અર્ધાંગના, માહારી પર-ણેતર, માહારી પ્યારી બનાવીશ, અને ચાહીશ. ઉપરાંત, જો તને કબુલ હોય તો આ ઘડી અને પળથી હું તાહારો ખાવીંદ છું એમ હું બંધાઉં છું."

કેવો સાચો, કેવા મોહોટાં મનનો, ઉદાર પ્રકૃતિનો આ જવાન આશક હતો! આવાં લાગણી ભર્યાં ઉદાર વચનો સાંભળી ઇસાબેલા તથા તેનાં માતપિતા હેરત રહ્યાં. આવા ખાલેસ, નિર્મળ, વફાદાર, અલૌકિક પ્યારનો સ્વીકાર કેવા શબ્દોમાં કરવો તેની ગુંચવણમાં ઇસાબેલા પડી. તેણીના હોઠોમાંથી કેટલોક વખત સુધી એકે હરફ બાહાર નીકળી શકયો નહિ.

તાણી તાણીને રીકાર્ડોના હાથો તેણીએ પોતાની આંખોમાં દાબ્યા. તેણીની આંખોમાં પાણી આવી ગયાં. મગર હિંમત રાખી તે બોલી, "રીકાર્ડો, માહારા સરદાર, માહારા શિરના તાજ, તમો માહારા શાહ છેઓ, અને હું તમારી એક દાસી તરીકે સદાકાળ તમારી સેવામાં રહીશ."

રીકાર્ડોએ ઇસાબેલાના બેડોળ ચેહેરા પર હેત ભર્યું ચુંબન કીધું; અને તે અબળાનાં માયબાપે, આંખોમાં આંસું સાથ, તે બન્નેને પોતાના પવિત્ર આશીશ આપ્યા.

વધારામાં રીકાર્ડોએ કહ્યું, "કલીસ્ટર્નાં સાથ માહારી શાદી થતી અટકે તેની, ઇસાબેલા, હું તજવીજ કરીશ. માહારાં માતપિતા કદાપિ તને તથા તાહારાં માતપિતાને તમારાં સ્પેન દેશમાં પાછાં રવાના કરે તો હરકત નહિ. તમે લોક તમારે વતને બેલાશક સિધારજો, બે વર્ષની અંદર હું કેડીઝમાં કે નહિ તો સેવીલ શેહેરમાં તહમોને આવી મળીશ. એક ગ્રહસ્થ તરીકે હું માહારો બોલ આપું છું કે જીવતો રહયો તો બે વર્ષની મુદત અંદર તને મળ્યા શિવાય રહેનાર નથી. જો એટલા અરસામાં હું ના આવ્યો તો નિશ્ચય માની લેજે કે યા તો હું આ ફાની જગત છોડી ગયો હોઇશ યા તો કંઇ ખાસ અનિવાર્ય અટકાવ માહારે રસ્તે પડયો હશે."

"બે વર્ષ શું, આખી જીંદગી ભર હું તાહારી રાહ જોયા કરીશ, અને જો કદાપિ તાહારા મૃત્યુના સમાચાર મને મળ્યા તો તેજ ઘડીએ હું પણ માહારો પ્રાણ તે કિરતારને સ્વાધીન કરીશ," રાંક ઇસાબેલાએ જવાબ આપ્યો.

આવા સબ્બારાના સખુનો અને પ્રેમનાં વચનો તે આશક માશુકે પરસ્પર કહ્યાં અને તેઓ છુટાં પડયાં.

ક્લીસ્ટર્નાનાં માબાપને તેમજ પોતાનાં માબાપને રીકાર્ડોએ સમજાવી લીધાં કે માહારૂં મન એવું ઉદાસ બન્યું છે કે અહિંથી નિકળી જઇ કમમાં કમ એક વર્ષ વેર પરદેશની સફરે ફરી આવીશ નહિ ત્યાં તલક માહારાં મગજનું સમાધાન થાય એમ નથી, અને એટલી મુદત પુરી થાય તે પેહેલાં ક્લીસ્ટર્ના સાથે શાદી કરવાનું માહારૂં દીલ કબી થનાર નથી.

આ વાત બધાંઓએ માન્ય કીધી, અને એ વર્ષની મુદત દરમ્યાન રીકાર્ડોના પિતા કેપ્ટન ક્લોટાલ્ડોને ઘરેજ રહેવાની ક્લીસ્ટર્નાએ મરજી જણાવી.

ક્લોટાલ્ડોએ રીકાર્ડોને કહ્યું કે "રાણી બહાલી આપશે તો ઇસાબેલાને પણ એણીનાં માયબાપ સાથે હું સ્પેન વિદાય કરાવીશ, કેમકે એવું બી બને કે પોતાનાં અસલ વતનની આબો હવાથી એની પ્રકૃતિમાં ફેરફાર થઇ એને ગુણકારી ફાયદો થાય,"

"પિતાજી, તમને જેમ રૂડું લાગે તેમ કરો, પરંતુ માહારે તમને પ્રાર્થના કરવી છે કે ઇસાબેલાને તમો વિદાય કરો ત્યારે જે જે ઘરેણાં અને જવ્હેરાત રાણીમાતાએ એણીને ભેટ કીધાં છે તે પુરેપુરાં એણીને આપીને મોકલજો," રીકાર્ડોએ ઉત્તર આપ્યો.

કેપ્ટન ક્લોટાલ્ડોએ આ અરજ મંજુર રાખી, અને તેજ દિવસે રાણી કને જઇ ઇસાબેલાને સ્પેન રવાના કરવાની તથા રીકાર્ડોની સગાઇ ક્લીસ્ટર્ના સાથે કરવાની મંજુરી માંગી.

બન્ને માંગણી રાણીએ મંજુર કીધી, અને અર્લ ઓફ આરનેસ્ટોની માને લેડી ઓફ ધી બેડ ચેમ્બરનો વિશ્વાસુ અને માનવંતો ઓધ્ધો જે તે ધરાવતી હતી તેના પરથી તેણીને બરતરફ કીધી, તથા તે ઉપરાંત દશ હજાર સોનાના ક્રાઉનોનો દંડ તેના પર નાંખ્યો, અને તે દંડ વસુલ કરી ઇસાબેલાને તે ઉમરાવઝાદી તરફથી જે મોહોટો અન્યાય અને ભારી ઇજા થઇ હતી તેના બદલામાં તે આખી રકમ તેણીને અપાવી. વિશેશમાં અર્લ ઓફ આરનેસ્ટોને દશ વર્ષનો દેશવટો આપ્યો. વળી એક ફ્લેમીશ વેપારી વહાણ જે નદીમાં લંગર નાખીને પડેલું હતું તેના માલેકને બોલાવી મંગાવી રાણીમાતાએ તાકીદ આપી કે ઇસાબેલા તથા તેનાં માતપિતાને તેનાં વહાણમાં લઇ જઇ સ્પેનનાં પહેલાં બંદરે સહીસલામત ઉતારવાં, અને સફર દરમ્યાન તેઓની બહુ કાળજીથી બરદાસ્ત કરવી.

ઇસાબેલા તથા તેનાં માબાપ બીજે દિવસે રાણીજીની રજા લેવા ગયાં. ઘણાં હેતથી રાણીમાતાએ ઇસાબેલાને કોટી કીધી અને ઘણાં જવ્હેરાત સોગાત આપ્યાં. તે નામદારની આવી ભલાઇ માટે ત્રણે જણે આભાર માન્યો, અને માનપૂર્વક નમન કરી રૂખસત લીધી.

ફ્લેમીશ વહાણ પ્રથમ ફ્રાન્સના કિનારે હંકળાયું, અને ત્યાંથી ખોરાકી ભરી લઇ ત્રીસ દિવસે સ્પેનનાં કેડીઝ બંદરે જઇ પુગ્યું, જ્યાં ઇસાબેલા ને તેનાં માતપિતા ઉતર્યાં.

તેઓની દીકરી ઇસાબેલા અંતે તેઓને મળી અને તેઓ સહી-સલામત પાછાં પોતાને વતને આવી પોહોંચ્યાં, તે બાબત ઇસાબેલાનાં માબાપને બધાંઓએ મુબારકબાદી આપી.

કેડીઝમાં એક મહિનો ગુજારી, તેઓ સેવીલમાં રહેવા ગયાં, જ્યાંના સાન્તા પોલાનાં મઠની સામેનું એક સુંદર મકાન તેઓએ રહેવા વાસ્તે લીધું.

એ મઠમાં એઓ સાથ નજદીકની સગાઇ ધરાવતી એક જોગણ હતી, જેના જેવો મીઠો સૂરિળો કંઠ સારાં સેવીલમાં કોઇનો નહિં હતો. ઇસાબેલાએ રીકાર્ડોને આ વાત જણાવી હતી કે જો તે કદી સ્પેન દેશમાં આવે તો સેવીલમાં સૌથી મધુર કંઠની જોગણ કોણ છે તેની ભાળ કાહાડી તેણીની પાસેથી તેઓનો પતો મેળવવો.

ઉત્તરના ટાપુની રાણી તરફની તેણીને જે મોહોટી રોકડ રકમ મળી હતી તે ઇસાબેલાએ પોતાના બાપને વાપરવા આપી; અને એ રકમ સાથે વેપાર શરૂ કરતાં તે વૃદ્ધ ગૃહસ્થનું નસીબ ફરી ગયું અને એનો વેપાર કુદકે ને ભુસકે વધ્યો. વળી ઇશ્વરકૃપાથી ઇસાબેલાની ખુબસુરતી પણ દાહાડે દાહાડે પાછી આવવા લાગી; અને તે એટલી તો સરસ થઇ કે કોઇ અલૌકિક રૂપાળી સ્ત્રીનું વર્ણન કરવું હોય તો સેવીલના લોકો ઉત્તર ટાપુથી આવેલી આ ઇસાબેલાની સાથ સરખામણી આપતાં.

ઇસાબેલા તથા તેણીનાં માબાપે ઉત્તર ટાપુની રાણી ઉપર તેમજ કલોટાલ્ડો અને તેની નેક ખસલત ધણયાણી કેટેલાઇના ઉપર ઘણાં માન તથા ઉપકારની લાગણીઓવાળાં પત્રો સેવીલથી લખી મોકલ્યાં અને સ્પેનમાં તેઓ સલામતી સાથે આવી પોહોંચ્યાં હતાં તેના સમાચાર કેહેવાડયા.

જવાબમાં રાણી તરફથી એઓને કશો પત્ર મળ્યો નહિ; પણ ક્લોટાલ્ડો અને કેટલાઇનોનું કાગળ આવ્યું જેમાં તેઓએ ખબર આપી કે રીકાર્ડો ફ્રાન્સની સફરે ગયો છે અને ત્યાંથી તે યુરોપખંડનાં બીજાં દેશોમાં ફરવા જનાર છે.

સ્પાણી ઇસાબેલા ચેતી ગઇ કે રીકાર્ડો સફરે નીકળ્યો છે તેની અંદરખાનેની મકસદ સ્પેન દેશમાં આવવાની હશે. એ બાનુ પોતાની જીંદગી સેવીલમાં એવી સરસ રીતે ગુજારતી હતી કે જ્યારે પણ એનો રીકાર્ડો ત્યાં આવી પુગે ત્યારે સર્વ ગમથી તે વહાલાને ઇસાબેલાની નેકી ભલાઇ, ને સ્વચ્છ રહેણી કરણીના આવકારદાયક પડઘા સંભળાય.

સેવીલમાં રમત ગમતનાં સ્થળો અને સાધનો કમ ન હતાં. પણ ઇસાબેલા તેવી જગોએ જતી કે ભાગ લેતી નહિ હતી. ઘરનાં આંગણાં-માંથી કદાચજ પગ બહાર કાહાડતી, અને જતી તો મઠમાં જતી. ઇશ્વર ભજન, બંદગી, ભલી ઇચ્છાઓ ગુજારવામાં એ એકાંતવાસે વખત ગુજારતી. અને એકચિત્તથી વ્હાલા રીકાર્ડોની પધરામણીની રાહ જોતી.

એના એવા એકાંતવાસ છતાં શોખીન સેવીલ શેહેરના ઘણા જુવાન્યાઓનું ધ્યાન એના ભણી તણાયા વગર રહે એવું ન હતું. જેઓ એને એકવાર દેખતા તેઓ એ માહતાબને ફરી ફરીથી જોવા ફાંફાં મારતા. સ્પેનની વિલક્ષણ રસમ મુજબ જવાન શોખીળા ઉલટમંદ આશકો એની બારી આગળ રસ્તા પર ઉભા રહી ગીતાર વગાડી પોતાના પ્રેમના ઉભરા બાહાર કાહાડતા. પરંતુ એ સદાચરણી તરૂણી તેઓ ગમ આડી નજરે પણ જોતી નહિ.

વળી તે જમાનો વેહેમ તથા જાદુકોટળનો હતો. તેથી કેટલાક પ્રેમાંધ યુવાનો એ રૂપાળીને હાથ કરવા સારૂ જાદુટોણા ને ધંતરમંત્રનો ઉપયોગ કરવાને બી અચકાયા નહિ.

આમ નજદીક દોઢ વર્ષ પસાર થયું. બે વર્ષની મુદતમાં આવી મળવાનું વચન રીકાર્ડોએ આપ્યું હતું. જેમ જેમ દાહાડા જાય તેમ તેમ ઇસાબેલા અધીરી પડતી ગઇ. હવે એ વહાલો જરૂર આવી લાગશે અને એના મનના કોડ સર્વે પુરા પાડશે એવા ખુશ ખ્યાલમાં એક દિવસ એ બેઠેલી છે, તેટલાં એક બેપ્યાએ આવી એના હાથમાં એક કાગળ મેલ્યું.

પોણા બે મહિના પર લેડી કેટેલાઇનાએ મ્યુનડોલીનથી લખેલું એ કાગળ હતું, અને નીચે મુજબનું તેમાં લખાણ હતું:—

"માહારી વહાલી બેટી ઇસાબેલા, તને યાદ હશે કે ગ્રીલાર્ટ નામનો રીકાર્ડોનો એક ખિદમતગાર હતો જે હમેશ એની આગળનો આગળ રહેતો. માહારાં આગલાં કાગળમાં મેં તને જણાવ્યું હતું કે રીકાર્ડો ફ્રાન્સ થઇને યુરોપને પ્રવાસે નીકળ્યો છે. એ પ્રવાસમાં ગ્રીલાર્ટ પણ રીકાર્ડોની સાથે હતો. સોલ મહિના વેર હમુને હમારા પ્યારા બેટા તરફથી કશો સંદેશો મળેલો નહિ. પણ હવડાં ગ્રીલાર્ટ એકલો મ્યુનડોલીન પાછો ફર્યો છે, અને, વહાલી બેટી, એ અતિ દુ:ખદાયક સમાચાર લાવ્યો છે કે અર્લ ઓફ આરનેરટોએ કંઇ ઠાગો રચી રીકાર્ડોને મારી નાંખ્યો છે. દીકરી, આ સંતાપજનક સમાચાર સાંભળી માહારા ધણી કલોટાલ્ડો સદંતર ગાફેલ બની ગયા છે. ખુદ આપણો વિશ્વાસુ ગ્રીલાર્ટ એ ખબર લાવ્યો છે, એટલે એનાં ખરાંપણાં માટે સંદેહ રહેતો નથી. હું તથા માહારા પ્રાણનાથ તને વિનવ્યે છે કે માહારા બહાદુર બેટાની ભલી યાદ તું કદી વિસરતી ના. કેવા અથાગ અને સાચા પ્યારથી એ તને ચાહાતો હતો તે તાહારાં દિલમાં કોતરી રાખજે. અને આ હમારાં ઉંડાં દુ:ખમાં મહા કૃપાળુ ઇશ્વર હમુને સહાય થાય અને હમુને એ દુ:ખ ખમવાની શકિત આપે તથા હવે હમુને જલદીથી પોતાની દરગાહમાં બોલાવી લે એવી દુઆ હમારા હકમાં તું ખોદા પાસે માંગતી રહેજે. પ્રભુ પાસે હમે એજ પ્રાર્થના કરીએ છીએ અને દુઆ ગુજાર્યે છીએ કે તે દયાવંત સાહેબ તને તથા તાહારાં નેક માતપિતાને અમનમાં રાખે."

આ કાગળ, તે ઉપરની સીલસાખ, તથા લેડી કેટેલાઇનાના પોતાના હાથદસ્તખતથી ઇસાબેલાને જરાય સંદેહ રહયો નહિ કે એનો પરમ-પ્રિય પ્રાણપતિ શૂરો વીરો રીકાર્ડો દ્વેષી અને દગાખોરા દુશ્મનને હાથ માર્યો ગયો છે. વળી રીકાર્ડો એવો જુઠાંને ધિક્કારનારો અને સત્યવંતો હતો કે જાણી બુજીને પોતાનાં મોહોતની એ ખોટી ખબર ફેલાવે તે માનવુંજ અશકય હતું.

ગમી કે માહેતમનું બાહારથી એક પણ ચિન્હ બતાવ્યા વગર તથા આંખ્યોમાંથી એક બી આંસુ ટપકાવ્યા વગર એ ઉઠીને ઉભી થઇ. ચેહેરો શાંત તથા મન સ્થિર બનાવ્યાં, અને પવિત્ર ક્રોસ આગળ

ઘૂંટણે પડી બંદગી કીધી અને બાધા લીધી કે એનાં હૈયાંનો હાર રીકાર્ડો ગુજર પામવાથી જીવશે ત્યાં લગી હવે એ કુંવારી રહેશે.

જુવાન અને સકળ ગુણ સંપન્ન રીકાર્ડોના મૃત્યુના શોકજનક સમાચાર સાંભળી ઇસાબેલાનાં માતતાત દુઃખી દલગીર થયાં. પરંતુ ઇસાબેલા વધારે દુઃખી ન થાય, તે સારૂં તેઓએ પોતાનું દુઃખ દાબ્યું, અને એને ધીરજ આપી.

ઇસાબેલાએ જોગણ થઇ જવાનો પોતાનો એરાદો જાહેર કીધો; પણ એનાં માયબાવાએ એને સમજાવી કે રીકાર્ડોએ બે વર્ષની જે મુદત કહી હતી તે ખતમ થાય નહિ ત્યાં સુધી એ એરાદો મોકુફ રાખવો.

તેણીએ એઓનું કહેવું માન્ય રાખ્યું; અને બે વર્ષમાં સાડા છ મહિનાની મુદત હજી રહી હતી તે દરમ્યાન ધર્મધ્યાનમાં તે મશગુલ રહી, અને એ મુદત બાદ સાન્ટાપોલાનું મઠ જ્યાં એની પીતરણ હતી તે મઠમાં જોગણ બનીને બાકીના દિવસો પુરા કરવાનો તેણીએ ઠરાવ કીધો.

અંતે બે વર્ષ ખલાસ થયાં. જોગણોનાં પંથમાં દાખલ થવાનો ઠેરવેલો દાહાડો આવી ઉભો. તમામ શેહેરમાં વાત ફેલાઇ રહી કે ખુબસુરત ઇસાબેલા આજ રોજે જોગણની દિક્ષા લેનાર છે. સગાં સ્નેહીઓ સઘળાં એનાં મકાને એકઠાં થયાં કે મઠમાં એ જાય તે વેળા એઓ હાજર રહે. રોમન કેઠલીક પંથની અમીરી કુળની કુમારીકાઓનો રવૈયો છે કે સંસાર ત્યાગવાને દાહાડે બહુ ભપકો કરવો, કિંમતી વસ્ત્રો તથા ઉમદા ઘરેણાં પેહેરી સુશોભિત બનવું, અને ઠાઠ માઠ સાથ મઠે જવા નીકળવું. મઠમાં પોહોંચતાં, દુન્યાઇ ઠાઠ દરશાવનારો આ લેબાસ હંમેશને માટે ત્યાગ કરી, પછી જોગણનો સુતરાઉ, સાદો પહેરવેશ સદાને માટે એઓ અંગે ઓળવે છે. એ રીવાજ મુજબ આજે ઇસાબેલાએ ઝકઝકતાં આભૂષણો તથા મૂલ્યવાન રેશમી વસ્ત્રોથી પોતાનું અંગ શોભાવ્યું. જે અમૂલ્ય શોભીતાં સફેદ મોતીઓ અને ચકચકિત એમૂલ હીરાઓ રાણી માતાએ એને સોગાત આપ્યાં હતાં, તે આજે એનાં બદનને દિપાવી રહ્યાં છે. મઠ નજદીકમાં હતું, તેથી ઘોડાગાડીમાં નહિ જતાં બધાં પાઇપ્યાદાં નિકળ્યાં છે. ખેશી કુટુંબીઓ અને સ્નેહી સાથીઓ સરઘસના

રૂપમાં સાથે જોડાયાં છે. સૌંદર્યતાની બેનમુન પૂતલી ઇસાબેલાનો મન-મોહન મુખડો નિહાળવા લોકની ઠઠ જામી છે, અને ડોકયાં તાણી તાણી એનાં ભણી જુએ છે. કોઇ એનાં માતતાતને મુબારકબાદીના સખુનો કહી સંભળાવે છે કે તેઓને પેટે આવી સંપૂર્ણ રૂપગુણવાળી પુત્રી અવતરી; તો કોઇ સર્વ શકિતમાન ખુદાનું સ્મરણ કરે છે જેણે આવી સકળગુણ-સંપન્ન સુંદરી પેદા કીધી.

જન-ઠઠમાંથી સરઘસ રસ્તો કાપે છે તેટલાં કંઇક ચળવળ ગરબડ થતી જણાઇ. એક બીગાનો મર્દ જેના પેહેરવેશ પરથી માલમ પડે છે કે શત્રુ લોકનાં બંદમાંથી છુટો થઇને આવ્યો છે, તથા જેના ચેહેરા પર અનેક હાંદેસા, આફત, વિપત્તીઓ વિંટેલીની પ્રકટ નિશાનો છે, તે ભીડમાંથી કોણી કોણી મારીને પોતાનો રસ્તો કાહાડતો આગળ વધતો જણાય છે.

મઠની વડી મઠાધિકારણ તથા સઘળી જોગણો ઇસાબેલાને રીતિ-પૂર્વક મઠમાં દાખલ કરવા મઠને દરવાજે તૈયાર ઉભાં છે, અને મઠના ઉંબરા પર ઇસાબેલા એક પગ મુકીને બીજો મુકવા જાય છે. તેટલાં કેદીના લેબાસવાળો પેલો બીગાનો જે તે તરફ ધસ્યો આવતો હતો તેણે પોકાર માર્યો, "અટક, ઇસાબેલા, અટક! પાક ખુદાના નામથી કહું છું અટક! જયાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તું સંસારનો ત્યાગ કરી મઠવાસી થઇ શકશે નહિ!"

અરે આવો પોકાર કોણ કરે છે અને ઇસાબેલાને જોગણ બનતાં કોણ અટકાવે છે? ઇસાબેલા તથા તેના માતપિતાએ પછવાડે ફરીને જોયું તો પેલા મર્દને તેઓએ ધસ્યો આવતો જોયો. લોકોની ભીડભચડમાંથી રસ્તો કરતાં તે મર્દને માથેની ગોળ ટોપી ઉડી ગઇ, અને તેનાં સોનેરી બાલનાં ગુછડાં છુટાં થઇ તેની ગરદન પર વિંટળાયાં. તેનો ચેહેરો એવો ગોરો દેખાયો કે તે એક સ્પેનીઅર્ડ હોવો જોઇએ એમ સહુને જણાયું. પડતો અડતો, કોણી કોણીએ રસ્તો કાહાડતો, તે પુરૂષ ઇસાબેલા હતી ત્યાં આવી લાગ્યો, અને તેનો હાથ પકડી બોલ્યો, "ઇસાબેલા, મને જો, બરાબર જો, નજર ઠેરવીને જો. હું રીકાર્ડો, તાહારો રીકાર્ડો છું."

"હા," ઇસાબેલા બોલી, "તને મેં પિછાન્યો, તું રીકાર્ડો છે, શિવાય કે તું એકાદ ભૂત કે પીશાચ હોય જેણે માહારી શાંતિનો ભંગ કરવાની મકસદથી માહારા રીકાર્ડોનું રૂપ ધારણ કીધું હોય."

ઇસાબેલાનાં માતપિતા આ બીગાના મર્દની છેક નજદીક આવ્યાં અને તેને બહુ બારીકીથી તપાસતાં તેમને પણ લાગ્યું કે એ કોઇજ નહિ પણ બેશક રીકાર્ડો છે.

ઇસાબેલા આગળ રીકાર્ડો ઘૂંટણુમંડિયે પડયો અને તેને વિનવી કે આ વિચિત્ર ને પરદેશી લેબાસ જે માહારા શરીર પર છે તેથી તું ભોળવાઇશ નહિ, પણ ખાતરીથી જાણ કે હું જીવતો ને જાગતો રીકાર્ડો છું, અને આપણે જે એકેકનાં સદાનાં સાથી થવાનો અરસપરસ કોલ આપ્યો હતો તે માહારી હાલની આવી પામર અવસ્થા જોઇને તું વિસરીશ નહિ.

રીકાર્ડોનાં મોહોતના ખાત્રીપૂર્વક સમાચાર ઇસાબેલાને રીકાર્ડોની ખુદ તેની મા તરફથી મળ્યા હતા, છતાં તે ખબર પર ઇતબાર ન રાખતાં પોતાની ચશ્મો આગળ જે શખ્સ ઉભો છે તે ખુદ બ ખુદ જીવતો જાગતો રીકાર્ડો છે એવું એને લાગ્યું, માન્યું. તેથી વધારે કશી રીતની તહેકીક કરવાની જરૂર ન જોતાં, તેણીએ ઘણી મમતાથી તેને કોટી કીધી, અને બોલી "તું ખરેખર તે આસામી છે કે જે એખલાનેજ હક છે કે મને સદાની કુંમારી જોગણ બની સંસાર તજવાના મારા ઠરાવ પર અટકાવ નાખી શકે. માહારા આત્માનો તું અર્ધ ભાગ, માહારો ધણી, માહારો ખરો ખાવીંદ તું છે. તાહારી યાદની છાપ માહારાં મગજ પર છપાઇ રહી છે. તાહારી સુરતની છબી માહારાં હૃદયમાં જળવાઇ રહી છે. માહારૂં તન બદન તને શરણ છે. તું માહારો માલેક છે."

સેવીલ શહેરના વડા ધર્મગુરૂનો પ્રતિનીધિ તથા જે જે બીજા ધર્મોપાધ્યાઓ ત્યાં હાજર હતા તેઓ સર્વે આ બનાવ જોઇ વિસ્મય થઇ રહ્યા; અને આ હાંદેસાનો મારેલો, બંદીવાન જેવો, બીગાનો મર્દ કોણ છે અને નેક ખસલતની સુંદર ઇસાબેલા તેને પોતાના ખાવીંદ તરીકે સ્વીકારે છે, તો એ બધાંનો શો ભેદ છે તે જાણવાને ઉત્કંઠિત થયા.

ઇસાબેલાના બાપે જણાવ્યું કે "સાહેબો, આ એક લાંબી બાબત છે અને અહિંયા જણાવી શકાય એમ નથી. માટે જો તમો મેહેરબાની માહારાં મકાને પધારવાની કૃપા કરશો તો ખરી હકીકતથી હું તમોને વાકેફ કરીશ."

એટલામાં લોકોની ભીડમાંથી એક શખ્સ બુમ મારી ઉઠયો, "ગૃહસ્થો, સત્ય માનજો કે આ આસામી ઉત્તર ટાપુનો એક મોહોટો અમલદાર છે; મેં એને બરાબર પિછાન્યો. એ તેજ શખ્સ છે કે જેણે ઇસ્ટ ઇન્ડીઝથી આવેલું પોર્ચુગીઝ બારકસ જે તુર્કોએ કબજે કીધું હતું તે તેમના હાથમાંથી બહાદુરીથી જીતી લીધું હતું. આ તહમોને હું તમામ ખાતરીથી કહું છું કેમકે એજ ધણીએ મને જીવતદાન બક્ષ્યું હતું, એટલુંજ નહિ પણ માહારાં વતન સ્પેનમાં પાછા ફરવા માટે મને પૂરતા પૈસા પણ આપ્યા હતા. આવી મેહેરબાની માહારા એકલા તરફ નહિ, પણ બીજા ત્રણસો તરફ બતાવી હતી, અને હમો સર્વેને તુર્કોનાં બંદમાંથી છોડવી પુરતી ખોરાકી તથા પૈસા સાથે રવાના કીધા હતા."

આ કેદીની હાલતના બીગાના મર્દ વિષેની આવી અજાયબ હકીકત સાંભળી, ત્યાં ભેગા થયલા સર્વે જણની જીજ્ઞાસા સ્વાભાવિક રીતે ઉશ્કેરાઇ અને એને લગતી પુરી વિગતથી વાકેફ થવા તેઓ આતુરમંદ બન્યા.

જે જે મોહોટા ધર્માધ્યક્ષો તથા બીજાં મોભાદાર આસામીઓ ત્યાં હાજર હતાં, તેઓ બધાં ઇસાબેલાને સાથે લઇને તેણીને ઘરે આવ્યાં.

બાપડી મઠમાંની જોગણો જેઓ પોતાની સંઘમાં ઇસાબેલા જેવી રૂપવંતિ યુવતિને જોગણ બનેલી જોવા તલબગાર હતાં તેઓ છેક મઠના ઉંબરે અને છેલ્લી પળે આવો વિચિત્ર મામલો બનેલો જોઇ નાસીપાસ થઇ મઠમાં પાછાં ફર્યાં.

શરૂઆતથી તમામ એહેવાલ કહી સંભળાવવા રીકાર્ડોની ના નહિ હતી. પરંતુ સ્પેનીશ જબાનનો એને ઝાઝો કાબુ નહિ હતો, તેથી એણે પસંદ કીધું કે ઇસાબેલાને મોહોડેથી આગળો એહેવાલ કહેવાય; અને ઇસાબેલાએ તમામ હકીકત ત્યાં હાજર રહેલાં સર્વે જણ આગળ કહેવા માંડી.

તે એક નાહાનું બાળક હતું ત્યારે કેડીઝ બંદરે હલ્લો લાવીને કેપ્ટન કલોટાલ્ડો એને ઉપાડી ગયો હતો તે પ્રથમ બનાવથી તે સ્પેન સ્વદેશ એનાં માબાપ સાથે એ પાછી ફરી ત્યાં સુધીનો સવિસ્તર એહેવાલ તેણીએ કહી સંભળાવ્યો. તુર્કો સાથની દરિયાઇ લડાઇમાં રીકાર્ડોએ જીત મેળવેલી તથા ઉદારતાથી ખ્રિસ્તી કેદીઓને છુટા કરી સામણી તેઓને

વાટખરચી ને ખોરાકી આપી વિદાય કીધા હતા તે વાત, તથા બન્નેએ પરણવાનો એકેકને પવિત્ર કોલ આપ્યો હતો, એ તમામ વિગત તેણીએ કહી. બે વર્ષની મુદતની અંદર આવી મળવાનું રીકાર્ડોએ વચન આપ્યું હતું તે તથા એના મૃત્યુના ખાતરીપૂર્વક સમાચાર એના મા તરફથી મળ્યા હતા, જે પરથી સંસાર તજી જોગણ બનવાનો પોતે ઠરાવ કીધો, એ બધું બયાન તેણીએ કીધું. પછી તેણીએ રીકાર્ડોને કહ્યું કે "મ્યુનડોલીન શેહેરથી તું સફરે નીકળ્યો ત્યારથી તે આજ સુધી તાહારા પર શું વિટ્યું અને હાલમાં આ કેદીના લેબાસમાં તું કેમ છે તથા તાહારી છાતીએ જે ચિન્હ લટકાવ્યું છે કે જેના પરથી જણાય છે કે તને કોઇએ પરોપકારી દાન કરી કેદમાંથી છોડવ્યો છે, તેનો ખોલાસો હવે તું તાહારે મોહોડેથી હમુને સંભળાવ."

આ માંગણીના જવાબમાં રીકાર્ડો બોલ્યો, "માહારા પર ઘણાં વિટંબણાંઓ વિટયાં છે, અનેક મુશકેલીઓ મને નડી છે, તરેહવાર સંકટ મેં વેઠયાં છે, જે બધું વિસ્તારીને કહેવાનો હવડાં વખત નથી, માટે હાલ હું માહારો એહેવાલ સંક્ષિપ્તમાં કહું છું.

"બાનુ કલીસ્ટર્નાં સાથ માહારાં લગ્ન થતાં ઉડાવવાના હેતુથી હું સફરે નીકળ્યો અને ખિદમતગાર તરીકે મેં ગ્વીલાર્ટને લીધો જે ગ્વીલાર્ટે તમે તમારા એહેવાલમાં કહ્યું તેમ, માહારા મરણના સમાચાર માહારાં માતાને પોહોંચાડયા હતા.

"ફ્રાન્સ વાટે થઇ, અમો રોમ ગયા. માહારા કને રોકડ બે હજાર સોનાના ક્રાઉન હતા, તેમાંથી સોલસો ક્રાઉન ત્યાંના એક શરાફને આપ્યા અને તેની પાસેથી એક હુંડી રોકીઆ ફ્લોરનટાઇન નામના સાહુકાર જોગી લખાવી લીધી જેનાં નાણાં મને આ સેવીલ શેહેરમાં મળે. બાકીના ૪૦૦ ક્રાઉન રોકડા માહારી પાસે રેહેવા દઇ, સ્પેન આવવાના ઇરાદાથી હમો ઇટલી દેશનાં જીનોઆ બંદરે જવા નીકળ્યા, જે બંદરેથી બે વહાણો સ્પેન જવા ઉપડનાર છે એવી હમોને ખબર મળી હતી.

"આકવા પાનડીઆન્ટે નામનાં ગામમાં હું અને ગ્વીલાર્ટ આવી પોહોંચ્યા, અને એક વીશીમાં હમો ઉતર્યા.

"માહારો કટ્ટો વેરી થઇ લાગેલો અર્લ ઓફ આરનેસ્ટો દૈવયોગે એજ વીશીમાં ઉતરેલો હતો એવી મને ખબર પડી. પણ મેં ધાર્યું કે એણે મને

જોયો નથી અને ત્યાં કોઇ બીજું મને ઓળખતું નથી તેથી માહારા આવવાની એને ખબર પડવાની નથી અને સહવાર પડતાં સાથ તો હું અહિંથી નિકળી જઇશ, તેટલાં હું માહારા ઓરડામાંજ બેસી રહીશ.

"આવો વિચાર કરી આ વીશી છોડી બીજી કોઇ સલામત જગોએ જવાની મને જરૂર લાગી નહિ. ઓરડામાંજ ભોજન મંગાવી અમોએ જમી લીધું, તથા બારણું અંદરથી બંધ કરી હું ને ગીલાર્ટ એક બાંકડા પર લાંબા થઇ આશાયશ લેવા પડયા. અણુધાર્યું કંઇ નહિ બને તેની સાવચેતી કાજે માહારી તરવાર મેં હાથમાં તૈયાર ધરી રાખી, અને ઉંઘમાં નહિ પડવાનો ઠરાવ કીધો.

"મધ્યરાત્રિ થતાં હું થોડીક ઝુંફણમાં પડયો હતો, તેટલાં મને બહાર કાંઇ હીલચાલ થતી જણાઇ. આરનેસ્ટો ત્રણ ખિદમતગારોને લઇને મને હંમેશની નીંદમાં પોહોંચાડવાની મકસદથી આવ્યો હતો. હમારૂં બારણું અંદરથી બંધ જોઇ, બારણાં વાટે તેઓએ ધડાધડ ઉપરાચાપરી પીસ્તોલોના બાર કર્યા કીધા, અને આવી ચાલુ સખ્ત ગોળીબારથી થયલા ગોળીઓનાં મારામાંથી હું બચેલો નહિજ હોવો જોઇએ અને મોતને પુગો હોઇશ, એવું માની લઇ તેઓએ પોતાને વાસ્તે તૈયાર રખાવેલા ઘોડાઓ પર સ્વાર થઇ મારતે ચાબુકે ત્યાંથી નાઠા, અને નાહાસતાં નાહાસતાં આરનેસ્ટો વીશીના માલેકને કહેતો ગયો કે હું ઉમરાવી કુટુંબનો છું અને તેથી માહારી મરણ ક્રિયા માહારા દરજ્જાને છાજતી કરવી તથા મને દેવળમાં દફનાવવો.

"આ ગરબડ ને ઘોંઘાટથી જાગી ઉઠેલા ગીલાર્ટે ગભરાઇને એક બારી ઉઘાડી તેમાંથી નીચે નખાવી દીધું, અને બુમો મારતો મારતો નાઠો કે એ કેવો કમબખ્ત કે એના ભલા ઉમરાવ શેઠનું દુષ્ટ શત્રુઓએ ખુન કીધું. આરનેસ્ટોની માફક ગીલાર્ટે બી માની લીધેલું કે હું ગોળી-ઓના મારાનો ભોગ થઇ પડી મરણ પામ્યો હતો; અને ત્યાંથી નાઠેલો મ્યુનડોલીન જઇ પોહોંચતાં માહારાં માતાજીને તેણે માહારાં મોતનાં સમાચાર કહ્યા.

"મને ઉંડા જખમો થયા હતા, પણ માહારો દમ ચાલતો હતો. વીશીનાં માણસો હવે આવી લાગ્યાં, અને તેઓએ જોયું કે મને પીસ્તો-લની ચાર ગોળીઓ તથા કેટલાક છરા લાગ્યા હતા અને જગે જગે ઘાહ થયા

હતા, પણ ઇશ્વર કૃપાથી કંઇ કારી જખમ નહિ હતો. તેઓએ માહારી ઘણી માવજત કીધી, પણ માહારા જખમોને રૂઝ આવતાં તથા મુસાફરી પાછી શરૂ કરવાની શકિત આવતાં અઢી મહિના નીકળી ગયા.

"ત્યારબાદ હું જીનોઆ શેહેર ગયો. ત્યાં કોઇ મોહોટાં બારકસ નહિ, પણ બે નાહાનાં વહાણો મળી શક્યાં, જે મેં અને બે તવંગર સ્પેનિઅર્ડોએ ભાડે રાખ્યાં. એક વહાણમાં હમો બેઠા, અને બીજું વહાણ કેટલેક છેટેથી આગળ આગળ ચાલતું કીધું જે આજુબાજુ ચોકાસી રાખતું હતું કે કોઇ દુશમન કે ચાંચિયાનાં વહાણ નજરે પડે તો તાબડતોબ હમુને ચેતવણી આપે જેથી હમો હમારી હોશ્યારી અને તૈયારીમાં રહયે.

"સફર કરતાં હમો ફ્રાન્સના કિનારે લા–ત્રે–મેરાયાસ (ત્રણ મેરી)નાં ગામ સામણે આવી લાગતાં, હમારાં પેહેલાં વહાણે જોયું કે તે બાજુના ખડકો પાછળ બે તુર્કી બારકસો હતાં. એ તુર્કી બારકસોએ હમારાં વહાણોને બી જોયાં અને તરત હમારી પુંઠ પકડી. આવાં જબરાં બારકસોની સાંમે હમો કશું કરી શકયે એવું હતું નહિ. તુર્કોએ હમુને પકડયા, હમારૂં સર્વસ્વ લુંટી લીધું, અરે અંગ પરનાં હમારાં વસ્ત્રો વટીક ઉતારી લઇ હમોને નગ્ન બનાવ્યા. આવી હીણુપસ્તિ ભરી કેદીની હાલતમાં મને શું શું દુઃખ થયું તેનું તમો આગળ હું શું બ્યાન કરૂં ?

"રોમ શેહેરના શરાફ પાસેથી ૧૬૦૦ ક્રાઉનની મેં હુંડી લખાવી લીધેલી હતી તે તથા બીજાં માહારાં ઉપયોગી કાગળ્યાંઓ મેં એક દાબડામાં રાખેલાં હતાં, તે દાબડો ગુમ થઇ ગયો હતો, જે વાસ્તે બી મને થોડો ગમ નહિ હતો. પરંતુ સારે નસીબે તુર્કોના એક સ્પેનીશ કેદીના હાથમાં તે આવ્યો હતો, જેણે તે સાચવી રાખ્યો અને પાછળથી માહારે સ્વાધીન કીધો. જો કોઇ તુર્કીના હાથમાં તે આવ્યો હતે તો તેમાંની એક કગરસ પણ મને પાછી મળતે નહિ.

"તુર્કો હમોને આલજીઅર્સને બંદરે લઇ ગયા. આ સમયે પવિત્ર ત્રિનીટી પંથના કેટલાક પાદરીઓ તુર્કોને દંડ ભરી તેઓના કેટલાક ખ્રિસ્તી કેદીઓને છોડાવવા ત્યાં આવેલા હતા. એ પાદરીઓને મેં માહારી કમબખ્ત સ્થિતિથી વાકેફ કીધા, અને હું કોણ હતો તે જણાવ્યું

"જો કે હું એક અજાણો આદમી હતો અને તે પાદરીઓ મને બીલકુલ ઓળખતા નહિ હતા, છતાં તે પરોપકારી પુરૂષોએ મને બી છોડવવાની ગોઠવણ કીધી. માહારા છુટકારાના દંડના એક ભાગ તુરીકે

૧૦૦ ડકેટ ત્યાં ને ત્યાં તેઓએ તુર્કોને ભર્યા, તથા તેઓને પાછા લઇ જવાને વાસ્તે તેઓનું વહાણ આવે અને બીજાં નાણાં લાવે ત્યારે તેમાંથી બીજા ૨૦૦ ડકેટ આપવાની શરત કીધી.

"આવી રીતે પરવરદેગારની મેહેરબાનીથી કેદીની હાલતમાંથી માહારો છુટકો થયો. વધારે ખુશીનો બનાવ એ બન્યો કે જે પ્રમાણિક સ્પેનિઅર્ડના હાથમાં માહારો હુંડીપત્રીવાળો દાબડો આવ્યો હતો તેણે માહારી ખોળ કાહાડીને એ દાબડો માહારોજ છે એવી ખાતરી કરી મને તે લાવી આપ્યો.

"જે પવિત્ર પાદરીએ મને છોડવ્યો હતો તેને મેં એ દાબડો બતાવ્યો, તથા માહારા છુટકારાને માટે જે રકમ ભરવાની ગોઠવણ થઇ હતી તે ઉપરાંત ૫૦૦ ડકેટ તેમાંથી કાહાડીને મેં તેને આપ્યા.

"છુટા કીધેલા કેદીઓને પોત પોતાને વતન લઇ જવા સારૂ વહાણ આવનાર હતું તેને આવતાં નજદીક એક વર્ષ લાગ્યું, જે અરસા દરમ્યાન માહારા ઉપર જે જે વિટયું તે બધાનું દાસ્તાન કરવા બેસું તો એક આખી તવારીખ બને.

"માહારી સપર પેહેલી કારકિર્દીની શરૂમાં તુર્કોનાં બે ઝાઝ તથા ઇન્ડીઝવાળું બારકસ મેં પકડયાં હતાં, અને તે પરના વીશ તુર્કો સાથ બધા ખ્રિસ્તીઓને જીવતદાન બક્ષી જવા દીધા હતા, તે માંહેલો એક તુર્ક આ ટાંકણે આલજીઅર્સમાં હતો, તેણે મને ઓળખી કાહાડયો, પરંતુ માહારી આગળી ભલાઇ યાદ રાખી તેણે મને ઉઘાડો પાડયો નહિ. માહારી જાહેર કારકિર્દીમાંનું માહારૂં પેહેલી ભલાઇનું કામ મને આવી રીતે કારગત આવશે એવો મને ખ્યાલ નહિ હતો. મગર કહેવત છે કે 'ભલા કર ભલા હોગા, સોદા કર નફા હોગા.' અગર એ તુર્કીએ જો ફુંકી માર્યું હોત કે ઉત્તર ટાપુના જે એડમીરલે તુર્કો સાથ જંગ કરી તેઓનાં બે વહાણોનો નાશ કરી ઇન્ડીઝવાળું કિંમતી ખજાના સાથનું બારકસ પકડયું હતું તે હું હતો, તો તુર્કીઓ મને જીવતો જવા દેતે નહિ પણ તુરત શુળીએ લટકાવતે, યાતો તુર્કી સુલતાન તરફ મને મોકલાવી આપતે અને હંમેશનો હું ત્યાં ગુલામ કે બંદીવાનની હાલતમાં સબડતે.

"ટુંકમાં, જે પવિત્ર ધર્મગુરૂઓએ દંડ ભરી મને છોડાવ્યો હતો તેઓ તથા બીજા ૫૦ છુટા કરવામાં આવેલા ખ્રિસ્તી કેદીઓ સાથે હું સ્પેન દેશ આવ્યો. વેલેન્શીઆ શેહેરમાં હમારૂં એક સરઘસ કાહાડવામાં

આવ્યું, અને ત્યાંથી હમો બધા સૌ સૌને ગામે જવા છુટા પડયા. ત્રિનીટી પંથના ભલા પાદરીઓની પરોપકારી કોશેશથી હમુને હમારા બંદમાંથી છુટકો મળ્યો હતો તેની ઇધાણી કાજે હમોને આ પેહેરવેશ તથા ચિન્હ પેહેરવાં પડયાં.

"માહારી પ્રાણપ્રિય ઇસાબેલાને ભેટવા હું એવો તલખગાર હતો કે આએ સેવીલ શેહેરમાં આવતાં સમેત સાન્તા પોલોનાં પવિત્ર મઠનું ઠેકાણું પૂછતો હું અત્રે આવી લાગ્યો. માહારા દાખડા વિષે જે મેં કહ્યું છે તે આ રહયો. એમાં માહારાં ઓચરિયાં છે તે જુઓ, તપાસો."

આટલું કહી, રીકાર્ડોએ વડા ધર્માધ્યક્ષના હાથમાં દાબડો મેલ્યો, જેમાંના ઓચર્યાં તપાસવાથી સૌની ખાતરી થઇ કે આ શખ્સ ખરેખર રીકાર્ડો છે. વળી ત્યાં એક ફ્લોરનટાઇન હતો તેણે પેલી ૧૬૦૦ ક્રાઉન વાળી હુંડી જોવા માગી, જે તેને દેખાડતાં તે બોલ્યો, "બરાબર છે. કેટલા મહિના થયા આ હુંડીની બાબતમાં મને લખાવત આવી ગઇ છે. એ હું સ્વીકારૂં છું અને એનાં નાણાં ચૂકવી આપીશ."

આ સાંભળી ત્યાં હાજર રહેલાં સર્વે જણાં જેટલાં અજબ તેટલાં ખુશી થયાં. અંતે ધર્મો જય. વડા ધર્માધિકારીએ રીકાર્ડોને હેતથી બગલગીરી કીધી. દરેક જણ ઇસાબેલાને તથા તેનાં માતપિતાને સભ્ય શબ્દોમાં મુબારકબાદી પર મુબારકબાદી આપવા લાગ્યાં અને ઘણાં સુખો ભોગવતાં રહે એવું ઇચ્છયું. એક ધર્મગુરૂએ ઇસાબેલાને સૂચના કીધી કે આર્ચબીશપની વાકેરી માટે આ ઉત્કૃષ્ટ એહેવાલ વિગતવાર તેણીએ લખી કાહાડવો, જે સૂચના તેણીએ કબુલ રાખી.

હવે બહારનાં આવેલાં સર્વે જણ વિખરાવા લાગ્યાં. બીજે દાહાડે ઇસાબેલાનાં વૃદ્ધ માતપિતા આર્ચબીશપને મેહેલે જઇ તે મોહોટા ધર્માચાર્યને આમંત્રણ કરી આવ્યાં કે રીકાર્ડો સાથે તેઓની પૂત્રીના લગ્ન પ્રસંગે તે નામદારે પધારીને તેઓને માન આપવું, જે આમંત્રણ તેણે ખુશીની સાથ સ્વીકાર્યું.

શાદી માટેના ઠેરવેલે દિવસે સેવીલ શેહેરનાં મોહોટાં બડેખાંઓની હાજરી વચ્ચે દેવળમાં પુરા ઠાઠ સાથે પાદરીઓએ રીકાર્ડો અને ઇસાબેલાનાં શુભ લગ્નની ક્રિયા કીધી. અને એ સાચું આશક માશુકનું જોડું સદા કાળ માટે લગ્નના પવિત્ર ગાંઠથી જોડાયું. સાન્તો પોલોનાં મઠની

સામેનું એક સુંદર મકાન તેઓએ ખરીદયું, અને ત્યાં તેઓ રહેવા ગયાં, અને પોતાના દિવસો અરસપરસની મોહોબતમાં, પુરાં સંતોષ ને સુખ વચ્ચે, હસી ખુશીથી ગુજારવા લાગ્યાં. અને પોતાની રહેણી કરણીથી તથા ઉદાર મનની સખાવતોથી, તેમજ પોતાના દોસ્ત ખેશીઓની અછી મદારત, પહેરોણાગત કરતાં રહેવાથી, તેઓ ઘણાં લોકપ્રિય થયાં, અને પોતાની આસપાસ એક મોહોટું મિત્રમંડળ ભેગું કીધું.

સૌ સારૂં જેનું છેવટ સારૂં.



# ઝોહાક-ફરીદુનનો કિસ્સો.

પુરાતમ જમાનામાં મશહુર મુલ્કે ઇરાનમાં તખ્તને શોભાવનાર ને તાજને દીપાવનાર શાહ જમશીદ બહુ જાહોજલાલી સાથ નિષ્કંટક રાજ્ય ચલાવતો હતો. મગર એક રોજ તકોબરી ને અહંકારે તેના દીલમાં વાસો કીધો, અને ખુદ પોતે ખુદા છે એવો ગરૂરીભર્યો દાવો કરી તમામ રૈયતને ફરમાવ્યું કે જેહાનના પેદા કરનાર તરીકે મનેજ માનો તથા માહારી પરસ્તેશમાં મશગુલ રહો. આવા બુરા અને તકોબરીના સુખનો બાદશાહ જમશીદને મોહોડેથી સાંભળી લોકોનાં દીલ ઘણાં આઝુર્દે થયાં. તે દિવસથી તેનો દહાડો વાંકો બન્યો તથા નસીબ બરગસ્તે થયું.

એ સમયે અરબસ્તાનમાં ઝોહાક નામનો એક તુંદ, સીતમગાર રાજા લડાઇના મેદાનમાં નેઝાના ઉઠાવનાર બહાદુર આરબો ઉપર રાજ ચલાવતો હતો. તેની પાસે સોનેરી લગામના દશ હઝાર અરબી ઘોડાઓ હતા, જેથી તેને બીવર-અસ્પના અલકાબથી બધા પિછાનતા હતા. દરી ભાષામાં દહ-હઝાર (દશ-હઝાર) તેને પેહેલવી ઝબાનમાં બીવર કહે છે.

જ્યારે ઝોહાકને ખબર થઇ કે ઇરાનના શાહ જમશીદ સાંમણે તેની પ્રજા ઉશકેરાયલી છે તથા તેનું લશકર વટીક તેની ગરૂરીના સબબે બેદીલ બની ફરી બેઠું છે, ત્યારે ઇરાન જીતવાનો એ અરબ બાદશાહે કસદ કીધો, અને મરદાના આરબોની ફોજ ઉભી કરી તે દેશ તરફ કુચ કરી ગયો. જમશીદથી અસંતોષી બનેલા ઘણાએક ઇરાની અમીરો ને સરદારો ઝોહાકને જઇ મળ્યા. બરગસ્તે નસીબનો જમશીદ તખ્ત, કોલાહ, તાજ, ખજાનો, સહુ છોડીને નાઠો; અને નામીચાં ઇરાન દેશનાં તખ્ત ઉપર ઝોહાક બેઠો.

જમશીદનાં નામ ને નિશાન નાબુદ કરવાના એરાદાથી ઝોહાકે ફરમાન કાહાડયું કે એ જ્યાં બી હોય ત્યાંથી એને પકડી લાવી તેની આગળ હાજર કરવો. દેશે દેશ ને ગામે ગામ ઝોહાકના કાસદો અને જાસુસો ફરી વળ્યા.

ન જમશીદની રખડાટનો રહયો શુમાર,
જાંબુલ, હીંદ, ને ચીનમાં ભટકયો લાચાર.
પ્રજા જેને કહેતી ખુદાવિંદ સરતાજ,
તે નાનના એક ટુકડાનો રહયો મોહતાજ.

દુઃખી હાલતનો એ નાચાર શાહ સો સાલ સુધી કોઇનાં દીઠામાં આવ્યો નહિ. જાણે ધરતિ પરથી મુતલક નાબુદ થઇ ગયો. મગર સોમે વર્ષે ચીન દેશના દરીઆને કંઠે ઝોહાકના જાસુસોના જોવામાં એ આવ્યો. એક તુચ્છ કેદીની મુઆફેક એના હાથો પગોમાં બેડી ઘાલી તત્કાળ તેઓ એને ઝોહાક પાસે લઇ ગયા. બદબખ્ત જમશીદ તરફ તુચ્છકારની નજર ફેંકી ઝોહાકે સવાલ કીધો કે "અએ શખ્સ! તાહારૂં શેહેનશાહી તાજ, તાહારૂં દબદબાભર્યું તખ્ત, કયાં છે? તાહારો બાદશાહી ઠાઠ કયાં રહયો? તાહારા કાયદા, તાહારો અમલ, તાહારૂં રાજ કયાં ગયાં? શું તાહારાં એક વારનાં રોફ, દમામ ને દમ્મર! અને હવે તાહારૂં નસીબ એકદમ કેમ ઉઠલાઇ ગયું?"

શાહ જમશીદે વાળ્યો જવાબ એમ તે વાર,
"તેં નાહક કીધો છે મને ગીરફતાર;
નથી લાજમ બેડીમાં રાખે મુજ હાથ,
રમાયો છે બીલકુલ ફરેબ મ્હારી સાથ.
તમામ માહારાં સંકટનું મુળ તો છે તું,
તો આવા સવાલની તુજ મકસદ છે શું?
વરસ્યો છે માહારા પર તુંથીજ સીતમ,
કરે શાનો ડોળ જાણે લાગતો હોય ગમ?"

ઇરાની બાદશાહ જમશીદના આવા હિંમતી સુખન સાંભળી ઝોહાક લાલચોળ તપી ગયો, અને ગુસ્સાથી પોકાર મારી પૂછ્યું કે "ઓ કમતાલેના શખ્સ! બોલ તને કેવું મોહોત જોઇએ છે? તીર વડે તાહારૂં બીત્તર વીંધું, કે સુળી પર તને લટકાઉં, કે શમશીરથી તાહારૂં ધડ ઉરાડું, યા ખંજરથી તાહારૂં જીગર ચીરૂં? ઝટ બોલ કે જમ-દ્વારે તને કઇ રીતથી પોહોંચાડું?"

જમશીદે વગર બીહીકે તે જુલમગારને જવાબ દીધો કે "હું તાહારો બંદીવાન છું, તો ભલે ચાહે તે રીતે તું માહારો જાન લે; મરવાનું તો છેજ, તો પછી આ મોહોતે મરવું કે પેલે મોહોતે તેની મને લેશ-ભાર પરવા નથી."

જમશીદનાં આવાં હિંમતી વેણુ સાંભળી, ગુસ્સાથી ઝોહાકનાં નેણુ ચહડી ગયાં, અને તે કમનશીબ શાહને ઘાટકીમાં ઘાટકી મોહોતે મારવાનો તેણે કસદ કીધો. તે બેરેહેમ જાલમ બાદશાહે લાકડાંનાં બે પાટીયાં મંગાવી

તેના વચ્ચે જમશીદને બંધાવ્યો, અને એક ધારદાર લોખંડી કરવતથી તેને જીવતો ને જીવતો ઉભો ને ઉભો વેહેરાવી નાખ્યો.

ઓ બદબખ્ત જમશીદ ! તુજ મોહોત કેવું કુર !
ઝોહાકે લીધું શી રવેશ વેર પુર !
વધુ કોણે જમશીદથી રાજ્ય કીધું ?
પણ છેવટે એ રંજનું ફળ શું લીધું ?
ગુજાર્યાં એણે તખ્ત પર સાતસો સાલ,
અનુભવ્યા સારા, માઠા એણે હાલ.
તે અઝદાહના દમથી છુપાઇ બહુ રહયો,
પણ આખરે ફસીને સપડાઇ ગયો.
અરે દુન્યા છે એવી નાપાયદાર,
ના નેકીનાં બી સિવાય રોપતો કોઇ વાર.
આ નાપાયદાર જગ પર કાંય લોક રાખે પ્રિત ?
બુરાઇ ફાવી જાય એવી છે જગની રીત.
આ ક્ષણભંગુર દુન્યાથી ધરાયો હું,
આ દુઃખથી છોડવ સત્વર, કિરતાર તું !

ઝોહાકના અમલ દરમ્યાન મુલ્કે ઇરાનમાં દાનાવોની રાહ રસમો નાબુદ થતી ચાલી, દેવો મીસાલના બુરાઓની મુરાદો ફેલાઇ હુન્નર ખોવાર થયો, જાદુગીરી માન પામતી થઇ, સચ્ચાઇ દબાતી ગઇ, નુકસાની ને બદી બરપા રહી.

અસલી દાસ્તાનોના કેહેનારાઓ બીવરઅસ્પ ઝોહાક વિષે એવો અજાયબ એહેવાલ કહી ગયા છે કે ફાંદા અને ફરેબના ભરેલા ફીતુરી શયતાને આ બાદશાહના ખભાં ઉપર ચુમી લેવાથી તે જગો ઉપર બે કાળા નાગ ઉગી નીકળ્યા, જેથી, એ ઘણો ગમ ખાઈ ગયો, અને હરેક તરફથી તેનો એલાજ શોધ્યો પણ કશો મળ્યો નહિ. આખરે એ નાગો એણે કપાવી નાખ્યા, પણ ઝાડની ડાળ માફક પાછા ઉગી નીકળ્યા. તે વખતના કાબેલ હકીમો જમા થયા અને ખુબ મસલેહત ચલાવી, પણ કશો બી કારગત ઉપાય સૂચવી શકયા નહિ. પછી શયતાન વૈદનો વેષ લઇ ઝોહાક આગળ આવ્યો અને બોલ્યો કે "જે બનવાનું હતું તે બન્યું. એ સાંપોને કાપી નાખવા નકામા છે, કેમકે એઓ પાછા ને પાછા ઉગ્યા કરશે. તાહારા માટે હવે એકજ ચારો છે અને તે એ કે તું ખાણું બનવાવ અને તે

ખવાડી એઓને આરામ આપ, મગર આદમીઓનાં ભેજાં શિવાય એઓને ખોરાક આપતો ના. કદાચ આ પોષણથી એઆ પોતાની મેળે મરી જશે. રોજ રોજ બે આદમીઓને મારી નાંખી, તેઓનાં ભેજાં કાહાડી ખોરાક તરીકે એઓને તું આપતો રહે."

નાપાક ઇબલીસની આ એલાજ સૂચવવામાં મતલબ એ સમાયલી હતી કે કોઇ બી રવેશે દુન્યા માનવીઓથી ખાલી થાય. વૈદના વેષમાં આવેલા ઇબલીસે બતાવેલા આ એલાજને સબબે દર રાતે બે જવાન મર્દો શું ગરીબ કે શું પેહેલવાની તોખમના હોય તેઓને બાદશાહનો બાવરચી મેહેલમાં લઇ જઇ, તેઓને મારી નાંખી તેઓનાં ભેજાંમાંથી સાંપો માટે ખોરાક બનાવતો હતો.

એવું બન્યું કે ઉંચી તોખમના બે પરહેજગાર મર્દો, જેમાંના એકનું નામ પાકદીનનો અર્માયલ અને બીજાનું નામ દૂરઅંદેશ ગર્માયલ હતું, તેઓ એક રોજ સાથે થયા, અને હરેક રીતની વાત ચાલતાં બાદશાહ ઝોહાકની તથા તેનાં લશકરની • બેદાદીની અને સાંપોને માટે રોજીંદા અપાતાં માણસોનાં ભેજાંની બુરી ને ધાતકી રસમ બાબેની વાત નીકળી.

એકે કહ્યું કે "આપણે બાવરચી તરીકે બાદશાહ આગળ જતા આવતા થઇએ, અને ત્યાર બાદ વિચાર પૂગાડી કંઇ એવો ચારો શોધ્યે કે જેથી કંઇ નહિ તો એકેક આદમીનો જાન આપણે રોજ રોજ બચાવી શકયે."

આયન્દેહ એઓએ બાદશાહનું બાવરચીખાનું તદબીરથી પોતાને હસ્તક લીધું. અને જયારે જલ્લાદોએ બે જવાન મર્દોને પકડી લાવી તેઓની આગળ પટકયા, ત્યારે તે બાવરચીઓની આંખો લોહી ભરેલી, સર ફીના ભરેલાં અને જીગર દર્દ ભરેલાં થયાં.

જુલમગાર ઝોહાકના આવાં જુલમી ને નિર્દય કામથી તેઓ આજેજ થઇ એકેક સામું ટગર ટગર જોતા ઉભા. પછી પેલા બે જવાન મર્દોમાંના એકને તેઓએ મારી નાખ્યો, કેમકે તે કીધા શિવાય તેઓનો કશો ચારો નહિ હતો, અને તેનાં ભેજાં સાથે એક બકરાંનું ભેજું મેળવી નાખી સાંપોને વાસ્તેનો ખોરાક બનાવ્યો. પછી એકને તેઓએ જીવતો છોડી મુકયો અને કહ્યું કે "તું અહીંથી નાહાસ અને કેથે છુપાઇ રહેજે. શેહેરની વસ્તીમાં ના રહેતો, મગર કૂહ વ દશ્ત (પહાડ ને જંગલ) તાહારે ભાગે છે."

એવી રીતે પાકદીનના અર્માયલ તથા દૂરઅંદેશ ગર્માયલની હીકમતથી દર મહિને ત્રીસ જવાનોના જીવ બચતા થયા. જ્યારે એવા બસો બસો માણુસો એકઠાં થતાં, એવી રીતે કે તેઓ કોણુ છે તેનો કોઇને સંસારો વટીક માલમ નહિ પડતો, ત્યારે બાવરચીઓ તેઓને બકરાં મેઢાં આપી જંગલમાં મોકલાવી દેતા હતા. ફીરદોસી તુસીના કહેવા મુજબ એ શખ્સોની ઓલાદના હાલના કુર્દ લોકો છે.

ડા૦ રીચર્ડસન કહે છે કે "The gaolers (Karmael and Armael), moved with compassion for their unhappy prisoners thus doomed to feed the tyrant's distemper, allowed many to escape, supplying the demand with the brains of sheep; and from those fugitives who took refuge in the Ararat or Gordian mountains of Armenia sprung the nation known since by the name of Kurds."

એક મધરાતે ઝોહાક જે બાદશાહી આરામખાનામાં સુતેલો હતો તેણુ એવો ખુવાબ જોયો કે રાજમહેલમાં ત્રણુ જંગી સવારો એકાએક નીકળી આવે છે, જેઓમાંના બે મોહોટા વચ્ચે એક નાહાનો છે, જે સર્વના ઝાડ મીસાલનો કદમાં તથા બાદશાહ મીસાલનો દબદબામાં છે. તેના હાથમાં ગાયની સુરતનો ગોર્ઝ (ગોર્ઝ એ ગાવસાર) જબરદસ્ત પકડેલો છે અને ઝોહાક સાથે જંગ કરવાને દોડતો આવે છે ને ઢબાઢબ ફટકાઓ તે ગોર્ઝથી તેના સર પર લગાવે છે, તેનું શરીર પરનું ચામડું માથાથી પગ સુધીનું ઉખેડી નાંખે છે, તથા તેના બેહુ હાથ દોરડાં વડે બાંધી અને ગળામાં તોક નાખી, તેને ખેંચતો ને દોડાવતો દમાવંદ પાહાડ સુધી ઘસડી લઇ જાય છે, અને પછવાડે લોકોનું ટોળું દોડે છે.

આવું ભયંકર સ્વપ્નું જોઇ ઝોહાકે ફલ ખાધી, ધાસ્તીથી તેનું જીગર ચીરાઇ ગયું, અને ઉંઘમાંજ એવો પોકાર માર્યો કે તે સો થાંભલાવાળો મેહેલ ધ્રુજી રહયો.

આ પોકારથી જનાનામાંની બાનુઓ ચમકી ઉઠી. અને બાનુ અર્નવાંઝે દોડી આવી ઝોહાકને પુછ્યું, "ઓ રાજપતિ! તને શું થયું? તાહારો ભેદ કહે. તું તાહારા પોતાના બાદશાહી આરામખાનામાં સુતેલો છે તેટલાં એવું શું બન્યું કે તું તાહારા જાનથી એમ બીધો? ફક્ત

કેશ્વર* (તમામ દુન્યા) તાહારા ફરમાન હેઠળ છે, શું આદમી, શું દેવ, કે શું ફાડી ખાનારાં હેવાનો બી તાહારી સંભાળ કરે છે. સઘળી દુન્યા તાહારી પાદશાહીમાં છે. તો ખોલાસો કર, ઓ પૃથ્વીપતિ, કે તું તાહારા આરામમાંથી એવો પોકાર મારીને કાંય ઉઠયો ?"

આ ચિંતાતુર સવાલના જવાબમાં ઝોહાક બોલ્યો, "આ અજાયબ વાત માહારે છુપાવવી જોઇએ, સબબ કે જો તમે તે જાણો તો માહારા જીવને વાસ્તે તહમોને અતિશય ચિંતા રહેશે, અને તમો નાઉમેદ થશો."

"બાદશાહ ! હમારી આગળ તાહારો ભેદ તાહરે ખોલ્લો કરવો જોઇએ." અર્નવાઝ બોલી, "કદાચ હમો તેનો એલાજ કરી શકીશું, કારણ કે કોઇ પણ દુ:ખ એલાજ વગરનું હોતું નથી."

ત્યારે ઝોહાકે પોતે જોયલા ખુઆબનો એહેવાલ વિગતવાર તેઓને કહયો, જે સાંભળી અર્નવાઝ બોલી કે "આ બાબત પડતી ના મુક. એનો એલાજ શોધ. હરેક મુલકમાંના નજુમીઓ તથા મોબેદોમાંના જે જે દાનાવ મર્દો હોય તેઓને એકઠા કર, તેઓને તમામ વાત જાહેર કર, તલાસ કર, અને તેઓ મારફતે સચ્ચાઇ શોધી કાઢ. તેઓથી તું જાણ કે તાહારૂં મોહોત કોણુથી છે ? કોઇ આદમઝાદથી કે કોઇ દેવ યા પરીથી ? અને જ્યારે તે તું જાણે ત્યારે તેનો એલાજ કર. શું કામ ડર રાખે છે ?"

તે નાઝનીનના આ સખુનોથી ઝોહાકના દીલમાં હિંમત આવી. એટલામાં કાગડાનાં પીછાંના રંગની રાત ખલાસ થઇ, ને પહાડને મથાળેથી સૂર્યનો પ્રકાશ પ્રદર્શિત થયો.

બાદશાહ ઝોહાકે મુલક મુલકના મોબેદો, વિદ્વાનો, તથા દાનાવોને પોતાની નજદીક બોલાવ્યા; અને પોતે જે ખુવાબ જોયો હતો તેનું બયાન તે તૂટેલા દીલના રાજપતિએ તેઓને કહી સંભળાવ્યું અને બોલ્યો "ઓ આકેલ ને ફાજેલ મોબેદો ને હોસ્યાર શખ્સો ! માહારા જીવને રોશનીનો રાહ બતાવો, મને ખબરદાર કરો. વખતની ગીરદેશથી માહારા ઉપર નેક ને બદ જે ગુજરવાનું હોય તેથી મને વાકેફગાર કરો. કહો

* હફ્ત કેશ્વર (અવસ્તા જબાનમાં હફ્ત કર્ષવરે) એટલે સાત મુલક યા ખંડોમાં વહેંચાયલી જગ્યા. એ સાત ખંડોનાં નામ નીચે મુજબ છે:—અરેઝહિ, સવહિ, ફ્રદધફ્શુ, વીદધફ્શુ, વોઉરૂબરેસ્તિ, વોઉરૂઝરેસ્તિ, અને ખનિરથબામિ.

કે માહારો જમાનો કયારે આખર થશે? આ માહારા તાજ, તખ્ત અને કમરબંદ કોણનાં થશે? તમોએ એ સઘળો ભેદ ખોલી મને જાહેર કરવો પડશે, નહિ તો તમારાં સર ખુવારીમાં પડશે."

ઝોહાકનું આવું કહેવું સાંભળી તે દાનાવો ને મોબેદોના ગાલ ફિક્કા મારી ગયા અને હોઠ સુકા પડયા. તેઓ અરસપરસમાં બોલવા લાગ્યા કે બાદશાહનાં કીસમતમાં શું બનવાનું છે તે જો જાહેર કર્યે છીએ તો જીવ સાથ લડાઇ અને તનનું કચડાઇ જવું થાય છે. અગર જો જે બનવાનું છે તે એને નથી કેહેતા તો એમ બી એ આપણો જાન લેશે.

આવી રીતે ત્રણ દહાડા નીકળી ગયા, પરંતુ ખરી હકીકત બાદશાહ આગળ જાહેર કરવાની કોઇની હિંમત ચાલી નહિ. ચોથે દિવસે ઝોહાકે તેઓના ઉપર ગુસ્સો કીધો કે જો તમો જીવતા ને જીવતા સુળી પર લટકવા નહિ માંગતા હોવો તો જે બનવાનું છે તે તાબડતોબ મને જાહેર કરો.

સઘળા મોબેદોએ તુટેલે દીલે તથા આંસુ ભરી આંખે સર નીચાં કીધાં. તેઓમાં રોશન દીલનો, રાસ્ત ચાલનો, બીદાર મગજનો, ને હોસ્યાર, ઝીરક નામનો આગેવાન મોબેદ હતો, તેણે વગર ધાસ્તીએ ઝોહાક આગળ જબાન ખોલી અને તેને કહ્યું "બાદશાહ! તાહારા મગજમાં જે ગુમરાહી હોય તે દૂર કર, કેમકે કોઇબી માયનો પુત એવો નથી કે જેને વાસ્તે મોહોત નથી. બુલંદ તખ્તને લાયકના ઘણા બાદશાહો તાહારી પૂર્વે થઇ ગયા છે. તેઓએ ગમી તેમજ ખુશીના ઘણા દહાડા જોયા હતા. મગર જયારે તેઓના દહાડા ભરાયા ત્યારે તેઓ સર્વે મોહોતને તાબે થઇ ચાલતા થયા.

તું મજબુત હોય લોખંડી કિલ્લા સમાન
છતાં નાખશે કચડી રે તને આસ્માન.
ન કાયમ રહ્યું કોઇ, ન તું બી રહેનાર,
થશે બીજો તુજ તખ્તો તાજનો લેનાર.
તેનું નામ થશે આફ્રીદુન, તું જાણ,
ફત્તેહ આપશે દુન્યામાં તેને આસ્માન.

મગર એ સરદારે હજી એના માયનાં પેટે જન્મ લીધો નથી, વાસ્તે ઝોહાક બાદશાહ, તને હાથ અફ્સોસ કરવાનો અને ગમી ખાવાનો વખત હજી આવ્યો નથી. જયારે એની હુન્નરમંદ ને સ્યાણી માતાને પેટે એ

પેદા થશે ત્યારે એક ફળદાર ઝાડની મીસાલે તે ફળવંત થશે. જ્યારે તે જુવાનીને પોહોંચશે ત્યારે માહતાબ તલક તે સર ઉઠાવશે, અને બાદશાહી તાજ, તખ્ત, કોલાહ તથા કમરબંદ મેળવવા મથશે.

સરોવરનાં ઝાડ સમ તે સીધો થશે;
ને ગર્દન પર પોલાદી ગુર્ઝ ઉઠાવશે;
તે ગુર્ઝથી ચલાવશે તુજ સર ઉપર માર,
તને બાંધી કહાડશે મેહેલ, મોહોલ્લેથી બહાર."

મોબેદ ઝીરકનાં આવાં ત્રાસ ભર્યાં વચન સાંભળી ઝોહાકે પુછ્યું કે "એ ફરીદુન સરદાર મને શા સારૂ મારશે ને બાંધશે, ને માહારી સાથે એને શાનો કીનો છે ?"

તે દીલાવર મોબેદે ઉત્તર આપ્યો કે "જો તું દાના હશે તો જાણુશે કે વગર બહાને, વિના કારણે, કોઇ બુરાઇ શોધતું નથી. ફરીદુનનો બાપ તાહારા હાથ ઉપર માર્યો જશે, જેનાં દુઃખથી એનું સર કીનાભર્યું થશે. એક અમૂલ્ય ગાય પેદા થશે જે એ ફરીદુનની દાયા થશે, ને તે ગાયનું મોહોત પણ તાહારાથીજ આવશે. જેથી એ જહાંજોય સરદારનો કીનો તાહારા તરફ ઔર વધશે, અને તેના વેરમાં ગાયનાં માથાંના આકારનો ભારી ગુર્ઝ ઉઠાવી તે તાહારૂં સર તેના જરબેથી કુટશે."

આ હેબતનાક એહેવાલ સાંભળી ઝોહાક બેહોશ થઇ તખ્ત પરથી ગબડી પડયો, અને ઝીરક નુકસાન પૂગવાની ધાસ્તીથી તખ્ત આગળથી ચાલી ગયો. જ્યારે ઝોહાકનું દીલ પાછું ઠેકાણે આવ્યું ત્યારે તે પાછો તખ્ત ઉપર બેઠો.

દુન્યામાં ફરીદુનની છુપી કે જાહેર નિશાનની શોધ તેણે કરવા માંડી. એને આરામ, ઉંઘ અને ભુખ હતાં નહિ, અને એનો રોશન દાહાડો સીઆહ થયો.

એમ કેટલો લાંબો વખત નીકળી ગયો, અને અઝદેહાક (અઝદહાની મિસાલનો ઝોહાક) બતંગ થતો ગયો.

આ અરસામાં મુબારક ફાલના ફરીદુનનો જન્મ થયો. સીધાં સર્વના દરખ્ત મિસાલ તે વધવા લાગ્યો, અને તેના ચેહેરા ઉપર શાહી નુર પ્રકાશવા લાગ્યું. શાહ જમશીદ જેવો તે નુરમંદ તથા આફતાબ મીશાલનો પ્રકાશિત હતો. ફરતું આસ્માન પ્યારથી તેને તાબે થયું.

પેલી પુરમાયે નામવાળી ગાય જેનો દરજ્જો સઘળી ગાયોથી ચઢતો હતો તે તેની માયને પેટે જન્મ પામી ત્યારે તેના દરેક બાલ નર મોરની માફકના જુદા જુદા રંગના હતા. કોઇએ દુન્યામાં આવી ગાય જોઇ નથી, અને અનુભવી બુઢાઓથી સહમજી પણ નથી.

ફરીદુનનો બાપ આત્બીન, જેના ઉપર જેહાન તંગ થયલી હતી, તે ઝોહાકથી નાસતો ભાગતો હતો, મગર એક દહાડો એ બદબખ્તલતી બાદશાહના ફાંદામાં તે ફસાયો. તે જુલમગારના કેટલાક ખીદમતગારો એક દિવસ તેને મળ્યા, અને ચિત્તાની મીસાલ બાંધીને તેને ઝોહાકની નજદીક લઇ ગયા, જેણે એને મરાવી નખાવ્યો.

ફરીદુનની અકલમંદ માય ફરાનક જે તે જમાનાની એક શણગાર હતી અને બાદશાહી દબદબાવાળાં ફળનું દરખ્ત હતી, અને જેનું દીલ ફરીદુનના પ્યારથી ભરેલું હતું, તે પોતાનાં બચ્ચાંને લઇ જંગલ ભણી નાહાસી ગઇ, કે જ્યાં પુરમાયે ગાય હતી.

તે જંગલના રખેવાળની નજદીક તે પોકાર મારવા લાગી ને આંસુઓ ખેરવી રડવા લાગી અને અરજ ગુજારી કે " આ માહારાં ધાવનાં બાળકને તું માહારી પાસેથી લઇ થોડો વખત તાહારી પનાહમાં રાખ. એક બાપની માફક તું એને કબુલ રાખ, અને તાહારી સુંદર બરકતી ગાયનાં દુધથી તું એનું પાળણ કર. આને માટે જો તને બદલો જોઇતો હોય તો માહારો જાન તને જામીન તરીકે ગીરવી મુકું છું."

તે પાકીઝે મગઝની નેક બાનુને તે જંગલના તથા ગાય પુરમાયેના રખેવાળે જવાબ દીધો કે "તાહારૂં કહેવું મને કબુલ છે; તાહારાં બચ્ચાંનો એક ગોલામ થઇને હું રહીશ, તથા કાળજીથી એની પરવરેશ કરીશ. બે ફિકર રહે."

રખેવાળે ત્રણ વર્ષ સુધી બાપની માફક ફરેદુનની સંભાળ લીધી અને પુરમાયેના દુધથી તેને ઉધાર્યો. તે ગાયનો પતો મેળવવાની જાલમ ઝોહાકની કોશેશો હજી જારી હતી.

એક રોજ ફરીદુનની મા જંગલ તરફ દોડતી આવી, અને રખે-વાળને કહ્યું કે "દાદાર યઝદ તરફથી માહારાં મનમાં અંદેશો ઉત્પન્ન થયો છે તેથી હું અત્રે દોડતી આવી છું. અક્કલની રાહે મને જે વિચાર સુજ્યો છે તે મુજબ કીધા શિવાય કશો ચારો નથી. માહારૂં પ્યારૂં

ફરઝંદ જે માહારા મીઠા જીવ જેવું છે તેને લઇને હું આ જાદુસ્તાન મુલ્ક છોડી હિંદુસ્તાનને રસ્તે નીકળી જાઉં, ને એ બચ્ચાંને અલબોર્ઝ* પર્વત તરફ લઇ જાઉં.

આટલા સુખન કહી તે સુંદર શેખસારાવાળાં બાળકને લઇને ઘોડાની માફક શિતાબીથી ત્યાંથી તે નીકળી પડી, અને બુલંદ અલબોર્ઝ પાહાડ તરફ તેને લઇ આવી.

એ પાહાડ ઉપર એક ધર્મિષ્ટ મર્દ હતો જે દુન્યા સંસાર ત્યાગીને ત્યાં રહેલો હતો. તેને ફરાનકે કહ્યું, "ઓ પરહેજગાર, દીનના કાયદે ચાલનાર, મર્દ! ઇરાનના મુલ્કની હું એક દુ:ખી અબળા છું. આ માહારૂં અતિ કિંમતી ફરઝંદ પ્રજાનો સરદાર થશે, જુલમગાર ઝોહાક બાદશાહનું તાજદાર સર એ કાપી નાખશે તથા તેનો કમરબંદ ખાકને હવાલે કરશે. તાહારે એ બચ્ચાંનો નેગાહબાન થવું જોઇએ અને બાપની માફક એના જીવને વાસ્તે તાહારે ફિકરમંદ રહી એની સંભાળ રાખવી જોઇએ."

તે ભલા મર્દે તે બચ્ચું કબુલ રાખ્યું, અને બહુ કાળજીથી તેની સંભાળ રાખતો રહયો.

જે જંગલમાં પુરમાયે ગાય હતી તેની ખબર બુરા જમાનાના ઝોહાકને પડવાથી મસ્તાન હાથીની માફક તે ઉપર કીનો લેવા તે ત્યાં દોડયો. પુરમાયેને મારી નાંખી, તેમજ તે બાજુનાં તમામ ગાય ગોસ્ફંદોને જબેહ કરાવ્યાં, અને ફરીદુનનાં ઘર ભણી શીતાબીથી દોડયો, પણ ઘણીબી તલાસ કરતાં તે બચ્ચું મળ્યું નહિ, અને વેરમાં તે ઘરમાં આગ લગાડી તેને જમીનદોસ્ત બનાવ્યું.

ફરીદુન જયારે સોળ વર્ષનો થયો ત્યારે અલબોર્ઝ પર્વત પરથી જંગલમાં આવ્યો, અને પોતાની મા બાનુ ફરાનકને શોધી કાહાડી તેની નજદીક ગયો તથા સવાલ કીધો કે "માહારો પિતા કોણ હતો તે મને જાહેર કર, અને હું કોણની ઓલાદનો છું તે મને જણાવ."

ફરાનકે કહ્યું કે "ઓ વ્હાલા બેટા! તું જાણ કે ઇરાનના મુલ્કમાં આત્બીન નામનો બાદશાહી તોખમનો, બહાદુર, દાનાઇનો ભરેલો, માયાળુ જીગરનો મર્દ હતો, જે શરા તેહમુરસ દેવબંદ બાદશાહની બુન્યાદનો હતો,

*ઇરાનની કદીમ તવારીખમાં મશહુર થયલા આ પહાડનું નામ અવસ્તા જબાનમાં હરબેરેઝઇતિ છે. માજનદરાન અને ગીલાનને ઇરાનના મુલ્કથી એ છુટા પાડે છે.

તે અમીરી મર્દ તાહારો પિતા અને માહારો નેક ધણી હતો. સેતારેશ-નાસોએ ઝોહાકને જણાવ્યું કે ફરીદુનથી તાહારા દાહાડાનો અંત આવશે, તેથી તે જાદુપરસ્ત બાદશાહે તાહારો જાન લેવાનો કસદ કીધો. જેને લીધે મેં તને છુપાવ્યો, અને એવી રીતે મુશકેલીમાં ઘણા તંગ દિવસો પસાર કીધા. ઝોહાકની ખાંધ ઉપર બે સાંપ ઉગી નીકળ્યા હતા, જેના ખોરાક વાસ્તે રોજ બે ઇરાનીઓને કતલ કરી તેઓનાં ભેજાં કાહાડી લેવામાં આવતાં હતાં, તે મુજબ તાહારા નેક ખસલત બાપનું પણ ભેજું તે અઝદાહોને આપવામાં આવ્યું. છેવટે હું એક જંગલ તરફ ગઇ, જ્યાં વસંતના બહારની મીસાલ દીલકશ, ખુશરંગની એક ગાય હતી, જેનાં પાય આગળ તેનો રખેવાળ અદબથી બેઠેલો હતો. તે રખેવાળને મેં તને સોંપ્યો અને તેણે તને ઘણી મમતાથી ઉછેર્યો; તથા મોરના રંગની પેલી નામવર ગાયના દુધથી તું પરવરશ થઇ, દેલાવર મગરમચ્છની મીસાલ તું મોહોટો થયો. આખરે તે ગાય તથા જંગલની ખબર એકાએક બાદશાહને કાને ગઇ. તેવીજ હું ઇરાન છોડી તથા ઘરબાર મેલી તને લઇને તે જંગલમાંથી નાઠી. વાચા વગરની પણ માયાળુ અને બેમૂલ તાહારી દાઇ પુરમાયે ગાયને ઝોહાકે આવીને જબેહ કીધી તથા આપણું ઘર સદંતર તારાજ કીધું."

પોતાની પ્યારી માતાને મોહોડેથી જુલમગાર ઝોહાકની આવી કરપીણ ચાલની ખબર જાણી, ફરીદુન ગુસ્સે થઇ જોશમાં આવ્યો. તેનું દીલ દર્દ ભરેલું તથા સર કીના ભરેલું થયું, અને ગુસ્સાથી તેણે નેણ ચહડાવ્યાં.

"સિંહ અજમાયશ વગર દલેર થતો નથી. જાદુપરસ્ત ઝોહાકે પોતાનું બદ કર્તવ્ય કીધું છે. હવે માહારે શમશીર ઉપર હાથ નાંખવો જોઇએ. પાક યઝદાનના ફરમાનથી હું જાઉં, અને નાપાક ઝોહાકનો મેહેલ ખાક બરાબર કરૂં." ફરીદુન બોલ્યો.

ફરાનકે શિખામણ આપી કે "તાહારો આ વિચાર સારો નથી. તાજો તખ્તવાળા ઝોહાકની સેવામાં લશકર તૈયાર છે. તે ચાહે ત્યારે હરેક દેશથી લાખ લાખ સવારો કમર કસીને જંગ કરવા બહાર પડે છે. જવાનીની નજરે તું દુન્યાને ના જો. કારણ કે જે કોઇએ જવાનીનો શરાબ પીધો તે દુન્યામાં પોતા શિવાય બીજાને જોતો નથી, અને તેવી ગરૂરીમાં તે પોતાનું સર બરબાદ કરે છે. દીકરા! માહારી નસીહત યાદ રાખજે. તાહારી માતાના આ સુખનો શિવાય બીજું ફોકટ સહમજજે. તાહારા દિવસો હંમેશાં ખુશી ખુરરમીવાળા હોજો!"

હવે પેલી તરફ ઇરાનનો પાદશાહ ઝોહાક રાત દિવસ ફરીદુનની ફિકરમાં ગુજારતો હતો, અને હવે તેની પડતી આવવાની એવી ધાસ્તીથી તેનું કદ જે બુલંદ હતું તે વાંકુ વળતું ગયું.

એક દાહાડો પીરોઝાનું તાજ સર ઉપર મેલી હાથીદાંતના તખ્ત ઉપર ઝોહાક બેઠો, અને મુલ્ક મુલ્કના દાનાવોને બોલાવેલા હતા તેઓને એ પ્રમાણે કહ્યું કે "માહારો એક છુપો દુશમન છે. તે ઉમરમાં નાહાનો છે, મગર દાનાઇમાં મોહોટો, ઉંચી તોખમનો, ચાલાક અને દલેર પેહેલવાન છે. વિદવાને પેહેલવાનોને કહ્યું છે કે દુશમન ખુવાર થયલો અને ઉમરે નાહાનો હોય, છતાં તેને નાદાન ગણીને બેફિકર રહેવું નહિ. માટે હું પણ માહારા દુશમનને ખુવાર ને નાદાન ગણુતો નથી, અને વખતની બુરાઇથી બીહું છું. તે વાસ્તે માહારે માણસોનું તેમજ દેવ પરીઓનું લશકર વધારવું જોઇએ. માટે એ બાબતમાં તમારી સલાહ આપો. વળી સઘળાઓએ એક મહઝર (વફાદારીનું સોગંદનામુ) લખવું જોઇએ કે બાદશાહે ભલાઇનાં બી સિવાય કશું રોપ્યું નથી, રાસ્તી સિવાય સખુન બોલતો નથી, તથા ઇનસાફના કામમાં કશી કસર, કસુર થવા દેતો નથી."

ઝોહાકની ધાસ્તીથી બધા દાનાવોએ તેનું કહેલું કબુલ કીધું, તથા મેહેઝર ઉપર બુઢા અને જુવાનોએ નાછુટકે સહીઓ કરી આપી.

તેજ વખતે એકાએક બાદશાહની દરગાહમાંથી દાદના માગનાર કોઇ શખ્સનો પોકાર સંભળાયો. ઝોહાકે તે દાદ માગનારને નઝદીક બોલાવ્યો અને દરબારીઓની વચ્ચે તેને બેઠક આપી. પછી તેને પુછ્યું કે "તાહારી ઉપર કોણે સેતમ ગુજાર્યો છે જેથી દાદનો પોકાર કરતો તું માહારી દરગાહમાં આવ્યો છે?"

તે શખ્સે માથા ઊપર હાથ મારી પાછો પોકાર કીધો અને બોલ્યો "ઓ બાદશાહ! તાહારેથીજ માહારા ઉપર સીતમ ગુજર્યો છે. કાવે માહારૂં નામ છે, ને તાહારી પાસ દાદ માગવા હું દોડતો આવ્યો છું. જો બાદશાહ તું ઇનસાફી થશે તો તહારી કદર વધશે. તાહારાથી માહારા ઉપર ઘણો જુલમ ગુજર્યો છે, અને એવા જુલમથી માહારાં દીલમાં જાણે નશતરો ભોકાય છે. અગર તું જાલમ જુલમગાર નહિં હોય તો માહારાં ફરઝંદ ઉપર તેં શું કામ હાથ લંબાવ્યો છે? માહારા અઢાર દીકરા હતા, તેમાંથી હાલ એક રહયો છે, જેને બી તેં ખુંચવી લીધો છે. જ્યારે એક મર્દ બુઢો થાયછે ત્યારે તે પોતાનાં ફરઝંદ ઉપર

લાડ કરેછે ને તેના ઉપર તમામ આશા બાંધેછે, કારણકે બુઢાપામાં તે તેનો ટેકો થાયછે. જુલમમાં પણ કંઇક મધ્યમપણું, કાંઇ હદ રેહેવાં જોઇએ. હું એક નિર્દોષ, સાદો લુહાર છુ. માહારાં સર ઉપર કાંય તેં આફતનો આતશ સળગાવ્યો છે ?

અગર હોય તું પાદશાહ કે અજદાહપયકર,
છતાં આપ ઇનસાફ મને આ બાબત પર.
અગર હફ્ત કેશ્વર તાબે તાહારે છે,
તો સખ્તી ને દુઃખ કાંય માટે માહારે છે ?
ના પાડ માહારાં સર ઉપર આવો આજાબ,
ને ઇનસાફથી કર માહારી સાથે હિસાબ.
મુજ ફરઝંદની વારી કેમ આવી છે આજ
તુજ સાંપોને મગ્જ તેનું ભક્ષ આપવા કાજ ?

લુહાર કાવેની આ ફર્યાદ ઉપર ઝોહાકે વિચાર કીધો, ને તેનો દીકરો તેના હવાલામાં પાછો અપાવ્યો, અને એવો કસદ કીધો કે તદબીરથી હું એને માહારી પક્ષનો બનાવું. પછી કાવેને ફરમાવ્યું કે પેલાં મહઝર (વફાદારીનાં સોગંદનામા) ઉપર તાહારી સહી આપ.

જેવું કાવેએ તે મહઝર વાંચ્યું કે તુરત તે દેશના બુઝોર્ગો અને દાનાવો તરફ તેણે પોકાર માર્યો કે "ઓ દેવના મદદગારો ! ખોદાથી તમોએ તમારાં દીલ ફેરવી, દોજખ તરફ તમારાં મોંહ કીધાં છે, અને શેતાન્યત ભરેલા જાલમ ઝોહાકના કહ્યા ઉપર તમારાં દીલ ધર્યાં છે ! આ ગુલામી ખત જેવાં મહઝર ઉપર હું હરગેજ માહારી સહી કરનાર નથી, અને આ જુલમગાર રાજપતિની મને કશી દેહેશત કે દરકાર નથી."

ગુસ્સા ભર્યો તે ઉઠયો અને પોકાર મારી મહઝર ચીરી નાખ્યું અને તેના ટુકડા પગ તળે ચોળી નાંખ્યા.

પોતાના પ્યારા બેટાને આગળ ચલાવતો, બાદશાહની દરબારમાંથી પોકાર કરતો કરતો કાવે મોહલ્લામાં બહાર પડયો.

ચાપલુસીખોરા દરબારીઓએ ઝોહાક બાદશાહ ઉપર દુવાઓ ગુજારી અને બોલ્યા "પૃથ્વિપતિ નામવર શેહેનશાહ ! લડાઇના દિવસે ફરતું આસ્માન તને ઇજા પૂગાડી શકતું નથી. શા માટે બેહુંદુ બોલનાર કાવે લુહાર તહારો બરોબરીઓ હોય તે મીસાલ તકોબરી ભર્યાં સુખનો ઓચરી અહીંથી સુરખરૂ જાય ? તાહારા કેહેવા મુજબનો હમોએ લખી આપેલો વફાદારીનો મહઝર એ ફાડી નાખે ને પગ તળે રગડે, તાહારો હોકમ નમાન્ય કરે, તથા

સર અને દીલ કીના ભર્યું કરી હયાંથી ચાલ્યો જાય, એથી વધારે બુરૂં કામ હમોએ જોયું નથી અને હમો વિસ્મય થઇ રહયા છઇએ. ગોયા ફ્રીદુનનો જમાનો આવી પોહોંચ્યો."

ત્યારે બાદશાહે જવાબ દીધો, "મને ફિકર લાગે છે કે માહારો રોશન રોઝ હવે સીઆહ થશે. કારણ કે જયારે કાવે દરબારમાં આવ્યો અને તેનો પોકાર માહારા બેહુ કાને સાંભળ્યો ત્યારે મને લાગ્યું કે દરબારમાંજ તેની અને માહારા વચે એક લોઢાંનો પહાડ ઉગી નીકળ્યો. જે વખતે બેહુ હાથ તેણે પોતાનાં માથાં ઉપર માર્યા ત્યારે અજાયબ જેવું છે કે માહારૂં દીલ તુટી ગયું. હવે પછી શું બનશે તે હું જાણુતો નથી, કારણ કે આસ્માનનો ભેદ કોઇએ જાણ્યો નથી."

ઝોહાકની દરગાહમાંથી કાવે બહાર પડયો ત્યારે બઝારમાં તેની આસપાસ લોક જમા થયું. તેણે પોકાર માર્યો અને ફર્યાદ કરી તમામ રૈયતને ઇનસાફને રસ્તે ખેંચી. લુહાર લોકો હઠોડા મારતી વખતે જે ચામડાં વતી પગને ધાંકે છે તે ચામડું કાવેએ એક ભાલાની ટોચ પર ચહડાવ્યું, અને તે ભાલો ઉંચે પકડી પોકાર કરતો ચાલ્યો કે "ઓ યઝદાનપરસ્ત નામદારો! જે કોઇ ફ્રીદુનની ખાહેશ રાખતા હોવો અને ઝોહાકની ગુસરીમાંથી છુટવા માંગતા હોવો, તે સઘળા ઉઠો, બીદાર થાઓ; આપણે સઘળા ફ્રીદુનની નજદીક જઇએ તથા તેના દબદબા ભર્યા સાયા હેઠળ આરામ પકડયેઃ ઝોહાક એહેરેમન છે, અને દીલથી પરવરદેગારનો દુશમન છે."

દીલાવર કાવે આગળ આગળ ચાલતો થયો તેમ તેમ તેની આસપાસ દેશાભિમાનીઓની જબરી ફોજ એકથી થતી ચાલી.

Did God scatter freedom o'er mountain and vale,
That man should exist as a tyrant and slave?
Away with so hopeless, so joyless a creed;
For the soul that believes it is darkened indeed.*

---

*પર્વત ઉપર તથા સાગરોના મોજાઓ ઉપર પરમેશ્વરે છુટાપણું ઉદાર રીતે ફેળાવ્યું છે; ત્યારે શું માનવજાત કોઇ જુલમગાર થઇ બીજાઓને ગુલામો બનાવવા સરજાયલી છે? અરે એવો નિરાશાજનક, હર્ષરહિત ઉદ્દેશ જોઇતો નથી, કાંય જે જે કોઇ જીવડો એવી માન્યતા રાખતો હોય તે બેશક અંધકારથી ભરેલો છે.

ફરીદુન ક્યાં છે તે એ જાણતો હતો, તેથી એણે સર ઉઠાવી સીધે રસ્તે ચાલવા માંડ્યું.

એમ કરતાં તેઓ સઘળા તે જવાન સરદારની દરગાહમાં આવી પોહોચ્યા, અને તેને દૂરથી જોતાંજ ખુશાલીના પોકારો કીધા.

ફરીદુને જ્યારે ભાલા ઉપર વાવટા તરીકે ચામડું જોયું, ત્યારે ડાહાપણ વાપરી તેનેજ ફત્તેહમંદ ઝુંડા તરીકે વાપરવાનો ઠરાવ કીધો. તેને રૂમી કીનખાબથી શણગાર્યો, ઝવેરાતના બુટ્ટા તે ઉપર ગુંથાવ્યા, અને સોનેરી કસબ વણાવ્યો. તે ઉપર લાલ, પીળા ને બલુ રંગનાં ગોહરો તંકાવ્યાં, તથા "કાવેયાની દેરફશ" (કાવેયાની ઝુંડો) તેનું નામ આપ્યું.

આ પછી જે કોઈ ઇરાનના તખ્ત ઉપર બિરાજમાન થતો અને સર ઉપર શાહી તાજ મેલતો તે હરેક બાદશાહ આ વગર કિંમતનું લુહાડનું ચામડું નવાં નવાં ગોહરોથી શણગારતો હતો.

મુલ્યવાન કીનખાબ તથા રેશમી કપડાંથી શણગરાઇને આ કાવ્યાની ઝુંડો એવી કીમ્મતનો બન્યો કે અંધારી રાતે તે સૂર્ય મીસાલે દીપતો.*

ફરીદુને જ્યારે દુન્યા ઝોહાક ઉપર બરગસ્તે થયલી જોઇ ત્યારે કમર ઉપર કમરબંદ બાંધી, સર ઉપર કયાની કોલાહ મુકી, અને પોતાની માની નજદીક આવી બોલ્યોઃ—

---

* આ કાવેયાની દરફશ યા ઝુંડા વીશે મેશર્સ કુટાર બીરાદરો પોતાનાં શાહનામાંમાં જણાવે છે કે આ ઝુંડો પ્રથમ કાવે આહન્ગર નામના લુહારે પોતાના પગ ઉપર ઢાંકવાનાં ચામડાંનો બનાવી, લોકોમાં ઉલટ ઉશ્કેરી ફરીદુનની શોધમાં નીકળ્યો હતો. તેમજ પાદશાહ ફરીદુને તેજ ઝુંડો પોતાનો કરી ઝોહાક ઉપર ચઢાઇ લઈ ગયો. આ નજીવા ઝુંડાએ જ્યારે ફરીદુનને ફત્તેહ અપાવી ત્યારે ફરીદુન પછીના દરેક ઇરાની પાદશાહોએ એને ઘણોજ ભાગ્યશાળી ગણી એના ઉપર બેકિમતી જવાહીરોનો શણગાર વધારતા ગયા અને તેને પોતાના જીવના જોખમે જાળવતા રહ્યા. એવી રીતે આ ઝુંડાને કયાની પાદશાહ દારાંના વખત સુધી માન સાથ જાળવી રાખવામાં આવ્યો હતો, પણ જ્યારે રૂમી સીકંદર યુનાનથી ઇરાન આવ્યો અને ઇરાનની સલતનત જીતી લીધી, ત્યારે સીકંદરની તેમજ તેની પછીની તમામ એશકાનેઆન સલતનતની સત્તાના વખત સુધી એ ઝુંડાને ઘણી સંભાળથી સંતાડી રાખવામાં આવ્યો હતો. જ્યારે અર્દશીર બાબેકાને

જવા જંગમાં માહારો થયો છે વિચાર,
ના ભક્તિ સિવા હો હવે તને કાર.
છે સર્વેથી ચઢયાતો જગનો કરનાર,
મદદ તેની સંકટમાં માગજે હરવાર.
સુની આ ફ્રાનક બની ઇન્તેઝાર,
કીધો યાદ તેણીએ પરવરદેગાર,
ને બોલી કે આ પ્યારૂં ફ્રરઝંદ મુજ
મુકું છું, રે પરવર, પનાહમાં હું તુજ.
એનાથી તું દૂર રાખજે બીન અકલમંદ,
ન ત્રાસ દે એને કભી બુરાંનાં ફંદ.

હવે ફ્રીદુને જલદી જવાની છુપી તૈયારીઓ કરવા માંડી. બે ભાઇઓ નામે કયાનૂશ અને પુરમાયે, જે એનાથી ઉમરે મોહોટા હતા, તે એના સાથીઓ હતા. તેઓને એણે કહયુ "ઓ દલેરો, તમો ખુશી ખોરરમીમાં હંમેશ રહેજો! હવે આસમાન આપણે વાસ્તે ભલાઇ લાવશે, અને ખોદાનું ચાહાવું છે તો પાદશાહી તાજ આપણને મળશે. વાસ્તે એક હોશ્યાર લુહાર બોલાવી લાવો કે માહારા માટે એક ભારી ગોર્ઝ બનાવે." તે ઉપરથી તેઓ બજારમાં દોડી જઇ હુસ્યાર લુહારને તેડી લાવ્યા. ફ્રીદુને ભોંય પર ભેંસનાં માથાં જેવો ચિતાર દોરયો, અને તેવા આકારનો

---

યુનાની જુલમાટમાંથી ઇરાન દેશનો છુટકારો કર્યો ત્યારે એ ઝુંડો પાછો જાહેરમાં આવ્યો, અને ઇરાનના રાજકર્ત્તાઓ તેમજ લોકો એને ભારી માન આપતા રહયા, અને એ છેક ઇરાન સરઝમીનના છેલ્લા પારસી શેહેનશાહ યજદજર્દ શેહરયાર સુધી કાયમ રહયો, અને તે પાદશાહના વખત સુધીમાં એના ઉપર જવાહીરોનો એટલો તો વધારો થતો ગયલો કે કેટલાક માણસોને તે ઉંચકી ચાલવો પડતો. એની લંબાઇ ૨૨ ફીટ અને પોહોળાઇ ૧૫ ફીટ હતી. અરબ રાજકર્ત્તા ઓમરે ઇરાન જીત્યું અને આ ઝુંડો હાથ કીધો તે વખતે એના ઉપર એટલો તો ખઝાનો એકઠો થયલો હતો કે જયારે અરબ સરદારે પોતાનાં લશકરને તે વેહેંચી આપ્યો ત્યારે એકેક સેપાહ આ વેહેંચણીથી માતબર થયો. આ ઝુંડાને પહેલ વહેલો હાથ કરનાર સેપાહને સરદાર સઅદ વક્કાસે ૩૦૦૦૦ સોનાના સિક્કાનું ઇનામ બક્ષેશ આપ્યું હતું. (જુવો મેહર્જી કુંવર ભાઇ ઓનું શાહનામું, બોલ્યુમ પહેલું, પાનું ૫૩ મું).

ગોર્ઝ બનાવવા ફરમાવ્યું. ગોર્ઝ તૈયાર થયો ત્યારે ફરીદુનને તે ઘણો ગમ્યો, અને લુહારોને સોનું, રૂપું તથા પોષાક બક્ષેશમાં આપ્યાં, અને કહયું કે "ઝોહાકને હું ખાકમાં નાખીશ તો બધાને હું રંજમાંથી મોકળા કરીશ, તમામ જહાનમાં ઇનસાફ ફેલાવીશ, અને જહાનના પેદા કરનાર પાક ખોદાનું નામ બધેબધ યાદ કરાવીશ."

જ્યારે સુરજે સર બહાર કાઢયું ત્યારે પોતાના બાપના કીનામાં ફરીદુને કમર તંગ કીધી. દુન્યાને રોશન કરનાર બખ્તાવર ફાલના નેક સીતારેના ખોરદાદ રોઝે ખુશી સાથે તે બહાર પડયો.* એની દરગાહમાં સેપાહો જમા થયા. એનાં તખ્તનું સર વાદળને લાગ્યું. એની બાજુએ કયાનૂશ તથા પુરમાયે ચાલતા હતા.

પવનની મીસાલ મંઝલ બ મંઝલ તેઓ ચાલ્યા, અને એક જગ્યા આગળ આંવી પોહોંચ્યા, જયાં યઝદાંપરસ્તો રહેતા હતા. તે નેક લોકોની જગોએ તેઓ ઉતર્યા, અને તેઓની નજદીક દુઆ કહેવડાવી.

જ્યારે રાત વધારે અંધારી થઇ ત્યારે તે જગોથી ભલાંનો ચાહાનાર એક નેક મર્દ ચાલતો આવ્યો. કસ્તુરી રંગનાં તેના લાંબા બાલ પગ સુધી લટકતા હતા, અને સ્વર્ગની અપસરા મીસાલનું તેનું મોહું હતું. સારૂં નરસું ફરીદુનને સહમજાવવા માટે તે બેહેસ્તમાંથી આવેલો એક ફીરસ્તો હતો. ફરીદુન તરફ તે આવ્યો અને તેને છુપી નેરંગ શીખવી, જેની મદદથી તેને ભેદોની ચાવી મળે તથા છુપાયલું હોય તે તેને જાહેર થાય. પોતાનાં નસીબને આ પ્રમાણે ફરીદુને ઉછળતું જોયું ત્યારે તેનો ચહેરો ખુશીથી અર્ધવાન જેવો થયો.

બાવરચીએ સફાઇદાર ખાણું તૈયાર કીધું તે ફરીદુન ખાઇ પરવાર્યો ત્યારે તેનું સર ભારી થયું તેથી સુઇ જવાને તેનું મન થયું.

હવે પેલા બે ભાઇઓ કયાનૂશ તથા પુરમાયે જેઓનાં ઉપર ફરીદુન ચાલુ મમતા રાખતો હતો તથા પોતાના ગોઠયા અને સાથીઓ તરીકે જેઓને તે નામવરે પોતાની પાસેના પાસે રાખેલા, તેઓ ફરીદુનના ફીરેશ્તાઇ ચાલચલણ, બુલંદ બખ્ત ને રૂડાં કામો જોઇને તેના તરફ

*મેશર્સ કુટાર ભાઇઓ નોંધ કરેછે તેમ બીજા પેહેલવી તથા ફારસી લખાણોમાં ફર્વર્દીન મહિનો ને ખોરદાદ રોજ મળેછે, જે દિવસને આપણે "ખોરદાદ સાલ "થી ઓળખ્યે છીએ.

અદેખાઇ ધરાવતા બની ગયા હતા. ફરીદુનને વગર ચિંતાએ પહાડની નીચે નીરાંતથી ઉંઘાતો જોઇ, તે બન્ને ભાઇઓને એવો કરપિણુ વિચાર સુઝયો કે આ તકે એનો જાન લેવો, એવી રીતે કે કોઇને તેનો એશારો કશુ માલમ પડે નહિ. તેથી જ્યારે થોડી રાત પસાર થઇ ત્યારે તે બે બુરા વિચારવાળાઓ છુપાછુપ પહાડ ઉપર ચઢયા અને ત્યાંથી એક જબરો પત્થર ઉખેડયો ને મથાળેથી નીચે ગબડવ્યો, જેથી કરી હેઠે નિરાંતમાં નિંદ્રાવશ થયલો ફરીદુન કચડાઇ મરે. મગર ખોદાનું કરવું એવું થયું કે ગબડતા પત્થરના ગોંગાટથી ફરીદુન જાગૃત થયો અને તરત પેલી અજમતી નીરંગ ભણ્યો જેની ભેદી કરામતના જોરે તે પત્થર ત્યાંનો ત્યાં બંધાઇ ગયો અને એકદમ ગબડતો અટકયો. ફરીદુને આ વાત ઉપર બીલકુલ ખામોશી પકડી અને કોઇના આગળ જાહેર કીધી નહિ.

સેના સાથે ફરીદુને કુચ કરવા માંડી. કાવે લુહાર જેનું જીગર ઝોહાકને માટે કીના ભરેલું હતું તે હરોલમાં ચાલતો હતો. ઝુંડા ઉઠાવનારાઓએ પેલો હુમાયુન ખુશરૂવાની કાવેયાની દરફશ (મુબારક સગનવંતો પાદશાહી કાવેયાની ઝુંડો) ઉઠાવેલો હતો.

તાજને શોધનાર ફરીદુન આવંદ રૂદ (અવંદ નદી) તરફ વધ્યો.

અગર પહલવાની ન દાની ઝબાન,
બતાઝી તો અવંદરા દજલહ દાન.
(અગર જાણતો ન હોય તું પેહેલવી ઝબાન,
અરબીમાં 'અવંદ'ને 'દજલહ'* તું જાણ.)

તે પાકીઝે પાદશાહે બીજી મંજલ ટાઇગ્રીસ નદીને કીનારે ને બગદાદ શેહેરમાં કીધી. નદીની નઝદીક આવતાં તેણે ત્યાંના ખલાસીઓને સલામ પહોંચાડી અને સંદેશો કેહેવાડાવ્યો કે શેતાબ તમો તમારાં સઘળાં વહાણો તથા હોડીઓ પાણી ઉપર છોડો અને માહારી તમામ ફોજને પેલે પાર પહોંચાડો. મગર નદીનો રખેવાળ હોડીઓ લાવ્યો નહિ અને એવો જવાબ કેહેવાડયો કે મને જહાનપતિ ઝોહાકનો છુપો હોકમ છે કે માહારી મોહોર સાથનો પરવાનો તું પહેલાં મેળવે નહિ ત્યાં સુધી કોઇને હોડી આપતો ના.

જ્યારે ફરીદુને આ સાંભળ્યું ત્યારે તેને ઘણો ગુસ્સો ઉપજ્યો. મગર ઉંડી નદીની તેને ધાસ્તી લાગી નહિ, કીના અને જંગ માટે તેનું

*ટાઇગ્રીસ (Tigris) નદી.

સર તેઝ થયલું હતું, અને સિંહને દીલના પોતાના ગુલરંગ અસ્પ (ઘોડા) ઉપર સવાર બની પાણીમાં ઝોંકાવ્યું. તેની પુઠે તેની તમામ ફોજ નદીમાં ઉતરી. પછી પેલે પાર જઈ જેરૂસલમ તરફ વધવા માંડયું, કે જે શેહેરને પેહલવી ભાષામાં "કંગ દેઝહુખ્ત" કરી કહેતા હતા, અને જયાં ઝોહાકે બુલંદ મહેલ બાંધેલો હતો. શહેરથી એક માઇલ તેઓ દુર હતા ત્યાંથી એ મહેલ તેઓની નજરે પડયો. તેનું અએવાન કએવાન (સાતમાં આસમાન) થી પણ બુલંદ દેખાયું, સઘળી જગોએ આરામ, સુખ ચેન, તથા ખુશાલી ભરેલો તે રંગમહેલ હતો, અને બ્રહસ્પતિ ગ્રહના જેવો ઝળકાટ બેરેલો દીપાયમાન હતો.

શેતાબીથી ઘોડા દપટાવતા તેઓ મેહેલ તરફ આવ્યા. ઘોડાનાં જીન ઉપરથી ભારી ગોર્ઝ ઉઠાવી ફરીદુને તે હાથમાં ધર્યો. દરવાજા પરના ચોકીઆનોને જાનથી બેજાન કીધા, અને ઘોડે અસ્વાર તે મેહેલમાં દાખલ થયો. જાદુઇ તલેસમથી ઝોહાકે મેહેલનું સર આકાશ સુધી ઉંચું બનાવેલું હતું, તે તલેસમ ખોદાનું નામ ઝબાન ઉપર લઈ ફરીદુને તોડયો અને મહેલની બુલંદીને નીચે પાડી. જે કોઇ દુશમનનો આદમી તેની સામે આવતો તેનું સર ગોર્ઝે ગાવસર (ગાયના માથાંની સુરતના ગોર્ઝ) થી તે કુટી નાખતો. મહેલમાં જે જે નામીચા દેવો હતા, તેઓનાં માથાં ગોર્ઝે કરી એણે છુંદી નાખ્યાં.

ફરીદુને કયાની તાજ શોભ્યું અને તે સર ઉપર પેહેડી ઝોહાકનાં તખ્ત ઉપર બીરાજમાન થયો.

મેહેલમાં ચોતરફ નજર કરતાં, ઝોહાકનો કશો પત્તો મળ્યો નહિ. તેનાં જનાનખાનાંમાંથી કાળી આંખવાળી અને આફતાબના ચેહરાવાળી નાજનીનોને બહાર લાવી, તેઓનો નહવડાવવાનો હોકમ કર્યો. પછી ગુમરાહીના અંધકારમાંથી તેઓનો આત્મા પવિત્રાઇથી રોશન કીધો, અને પલીદીથી બગડેલીઓને પાક દાવરે દાદગરની રાહ બતાવી.

પછી માજી પાદશાહ ફરીદુનની બે બેહ્નીઓ જેઓ ઝોહાકની સોહોબતમાં અધર્મિ રાહે ઉછરેલી હતી તેઓએ આંખમાંથી આંસુ વરસાવ્યાં, અને ફરીદુનનાં ઉપર દુઆ ગુજારીને બોલયાં:—

રે જયાં તક રહે કાયમ આ દુન્યા બુઠી,
જુવાની તુજ કાયમ રહેજો ત્યાં સુધી!

ક્યાં ઝાડનું ફળ તું છે તે જાહેર કર,
કયો છે, ઓ નેક બખ્ત, તાહારો અખતર,*
કે આવ્યો છે સિંહનાં બીછાનાં આગળ,
દેખાડતો દલેરો મીસાલ શૂર ને બળ?
જુલમગાર, કમ બુદ્ધિનો, ઝોહાક શાહ,
જેની ખાંધે છે બુરા કાળા અઝદાહ,
તે જાદુગરથી હમને બહુ પોહોંચ્યો ત્રાસ,
ઘણી રંજ, બળા, ને પવિત્રાઇનો નાશ.
ન કોઇની હમે જોઇ હિંમત તુજ સમાન,
ન જોયાં હુન્નર કે હિકમત તુજ સમાન.
ન દીઠો બીજો એવો નર સરફરાજ
કસદ જેણે કીધો લેવા શાહનું તાજ.
જવાબમાં એમ બોલ્યો ફરીદુન નેક બખ્ત,
"નથી રહેતું જાવેદાન કોઇનું બી તખ્ત.
હતો માહારો પેદર આત્મીન મેહેરબાન,
દગાથી ઝોહાકે લીધો તેનો જાન.
વળી માહારી દાઈ ગાય પૂરમાય નેકફાલ,
શરીરે હતી જે એક શણગાર મીસાલ,
વગર વાચાનાં તે નેક જાનવરનું ખુન
કરાવ્યું જૂલમગાર ઝોહાકે જબુન.
મેં તેથી લડાઇ કરવા કસી કમર,
ઇરાનથી હું આવ્યો છું કીના ખાતર.
આ ગાવચહેર ગોર્ઝથી કુટીશ એનું સર,
ન રહેમ કે દયા લાવીશ એના ઉપર.
એ અઝદાહના પગો હું કાપી નાખીશ,
એ નાપાકથી પૃથ્વિને પાક હું કરીશ.
હવે કહો, ઓ બાનુ, તમ સત્ય એહેવાલ
કે ક્યાં છે એ બદખસલત, તુચ્છ અઝદાહ હાલ?"

તે ઓરતોએ ફરીદુનના સવાલમાં જણાવ્યું કે, "જાદુસ્તાનનો મુલ્ક તાબે કરવા ઝોહાક હિંદુસ્તાન ભણી ગયો છે. નજુમીએ એને કહયું હતું

---

* સેતારો.

કે આ જમીન તાહારાથી ખાલી થશે, તાહારાં તખ્તનો ધણી ફરીદુન થશે, અને તાહારૂં ભાગ્ય કરમાઇ જશે. તેથી એનું દીલ બળતું રહ્યું છે. પાળેલાં જાનવરો, ફાડી ખાનારાં હેવાનો, તેમજ મર્દ ને ઓરત ઇનિસાનોનાં ખુનો કરાવી તેઓનું લોહી એક તબમાં એકઠું કરાવી એ તેમાં પોતાનુ સર ને બદન ધોય છે, કે જેથી કરી નજુમીઓની ફાલ ઉંધી વળે. વળી એના બેહુ ખભાં ઉપર જે નાગો છે તેથીભી એ ઘણો દુઃખમાં છે. દુઃખના સબબે એ ઉંઘાતો નથી. કેઠે ઠર પડીને રહી શકતો નથી. એક મુલ્કમાં આવે છે કે બીજા મુલ્કમાં ચાલ્યો જાય છે. હવે એનો અહિં આવવાનો વખ્ત આવી પૂગ્યો છે."

જયારે ઝોહાક દેશમાંથી બહાર જતો, ત્યારે એક સરદાર, જેનું નામ કુન્દરવ હતું, તે ત્યાં રહેતો હતો, તથા તેની ગેરહાજરીમાં તખ્ત, તાજ, ખજાના અને મકાનની પાસબાની કરતો હતો. ઝોહાક તરફ તે ઘણો દીલસોઝ હતો, અને લોકો ઉપર જુલમ કરવામાં આંચકો ખાતો નહિ હતો. એકાએક તે મેહેલમાં દોડતો આવ્યો. દીવાનખાનામાં જુએછે તો ત્યાં એક નવજુવાન બાદશાહ ઉંચી જગોએ આરામથી બેઠેલો છે. તેના એક હાથ ઉપર સીધાં સર્વનાં ઝાડ મીસાલની શેહરનાઝ તથા બીજા હાથ ઉપર માહતાબના ચેહેરાવાળી અર્નવાઝ છે. તમામ શેહેર તેનાં લશકરથી કબ્જ઼ થયલું છે. દરવાઝાઓ ઉપર તેના સિપાહો કમર બાંધીને ઉભા છે.

કશો ગભરાટ કીધા વગર તેમજ એ ભેદનો કોઇથી ખોલાસો પુછ્યા વગર, કુન્દરવ નમતો નમતો જઇને પાદશાહને સલામ કરતો ઉભો, અને તેના ઉપર દુઆ કીધી કે "ઓ રાજપતિ! જયાં સુધી જમાનો છે ત્યાં સુધી તું જીવતો રહેજે! શાહી દબદબા સાથે તું મોબારક બેઠો છે, અને પાદશાહીને તું પૂરેપૂરો લાયક છે. હફત કેશ્વર જમીન તાહારી ગોલામ થઇ રહેજો! વરસાદ વરસાવતાં વાદળ કરતાં તાહારૂં સર વધારે બુલંદ હોજો!"

ફરીદુનના ફરમાવ્યાથી તે તેના આગળ ગયો અને પોતે કોણ છે તેનો ખોલાસો કીધો.

દેલાવર બાદશાહે તેને હોકમ આપ્યો કે "જા, શાહી મજલેસનો તમામ સામાન તૈયાર કર, શરાબ હાજર કર, ગાનારીઓને બોલાવ, શરાબથી જામો ભર, તથા ખાણાંના ખુમચા બીછાવ: જે કોઇ મજાહ

કરવામાં માહારે લાયકના, માહારા દરજ્જાને લાયકના, તથા મજલેસમાં માહારૂં દીલ ખુશ કરે તેવા હોય તેઓને તેડી લાવ અને માહારાં તખ્ત આગળ એકઠા કર."

નવા બાદશાહના ફરમાવ્યા મુજબ કુન્દરવે સઘળું હાજર કીધું. આવી મજલીસમાં રામશગરો પાસે ફરીદુને ગાયનો કરાવ્યાં, ખુશ મય (શરાબ) ની જામો ઉડાવી, અને તમામ રાત ખુશી રામશનીમાં પસાર કીધી.

સહવાર પડતાં કુન્દરવ ત્યાંથી શેતાબ નીકળ્યો અને ઝડપી ઘોડા ઉપર અસ્વાર થઇ ઝોહાક તરફ દોડી પોહોંચ્યો, અને તે પાદશાહને સર્વ હકીકતથી વાકેફ કીધો અને કહ્યું કે "ઓ જંગી જોદ્ધાઓના શાહ, તાહારૂં કામ હવે ઉંધુ વળવાનો દિવસ આવી પુગેલો જણાય છે કેમકે બહારના મુલકથી ત્રણ સરફરાઝ મર્દો લશકર સહિત તાહારા મુલકમાં આવી પોહોંચેલા છે, જેમાંનો એક નાહાનો છે તે કદમાં સરોવરનાં ઝાડ મીસાલનો તથા રાજવંશી ચેહેરાનો છે અને સરદારોમાં તે પહેલું કદમ ભરે છે. તેનો જે ગોર્ઝ છે તે જાણે એક પર્વતનો ટુકડો છે. ઘોડા ઉપર બેઠેલોજ તે તાહારા મેહેલનાં અયવાનમાં દાખલ થયો. તાહારાં તલેસમો તથા જાદુઓ એણે તોડી નાખ્યાં. જે દેવો ને મર્દો તે અયવાનમાં હતા, તેઓ બધાનાં ડોકાં છાંટી નાંખ્યાં અને શાહી તખ્ત ઉપર ચહડી બેઠો છે. ઝોહાક પાદશાહ! શા માટે તું તાહારૂં કામ સંભાળતો નથી? કારણ કે આવો વખત આગળ કદી પણ આવ્યો હતો નહિ."

જહાનનો રાજકર્ત્તા ઝોહાક કુન્દરવની આ ગોફતગુથી જોશમાં આવ્યો, અને તેણે તુરત તૈયારી કરવા ઉપર લક્ષ આપ્યું. તેજ આંખોના, ઝડપી ચાલના ઘોડાઓ ઉપર જીનો બંધાવ્યાં, અને જંગી દેવોની જબરી ફોજ સાથે દોડતો આવ્યો.

ગુપ્ત રાહે આવી મહેલને અગાસી આગળથી તથા દરવાજા આગળથી ઘેરી લીધો. જ્યારે ફરીદુનનાં લશકરને આ વાતની ખબર પડી કે ઉતાવળે તેઓ ગુપ્ત રસ્તા તરફ દોડયા, અને ઘોડાઓ ઉપરથી ઉતરી પડી દુશમનો સાથે હાથોહાથ લડવા પડયા. શહેરના તમામ પુરૂષો જેઓ જંગ કરી શકે એવા હતા, તેઓ પોતાની બારીએ તથા બારણે તૈયાર થઇ ઉભા હતા. એઓ સઘળા ઝોહાકના જુલમથી કંટાળીને કીનાખોર

થયા હતા, અને ફરીદુનની તરફેણમાં હતા. તેઓ ભીંતમાંથી ઇંટો, અગાસીઓ ઉપરથી પત્થર, તથા મોહોલ્લામાંથી તલવાર અને ખદંગી તીર, જેમ કાળાં વાદળમાંથી કરાં વરસે તેમ, વરસાવવા લાગ્યા. શહેરમાં જે કોઇ જુવાનો હતા, તેમજ લડાઇના હુન્નરમાં અનુભવ પામેલા જે બુઢાઓ હતા, તેઓ સઘળા ઝોહાકની જાદુના રાહથી બહાર આવ્યા અને ફરીદુનની ફોજને જઇ મળ્યા. પેહેલવાનોના અવાજોથી પહાડો તુટી પડયા. ઘોડાઓની નાલથી જમીન કુટાઇ. લશકરની ગીરદથી માથાં ઉપર વાદળ બંધાયું. તથા ભાલાઓથી સખ્ત પત્થરનાં દીલ જખમી થયાં. આતશકદેહમાંથી એક પોકાર ઉઠયો કે "અગર જો એક હેવાન પણ તખ્ત ઉપર પાદશાહ થાય તો અમો બુઢા, જવાન, સર્વે તેનું ફરમાન માથે ઉઠાવીશું અને તેના હોકમથી સર ફેરવીશું નહિ. મગર હરગેજ, હરગેજ અમો ખાંધ ઉપર અઝદહાવાળા નાપાક ઝોહાકને તખ્ત ઉપર જોવા રાજી નથી."

લોખંડી બખ્તરથી પોતાનું તમામ શરીર ઢાંકી ઝોહાક લશકરમાંથી નીકળી મહેલ તરફ ગયો. તેના હાથમાં સાઠ હાથ લાંબી કમંદ (ફાંસો) હતી, જે ફેંકી તે એકદમ છાપરાં વાટે ઉંચા મહેલમાં પેઠો. તેના હાથમાં પાણી પાયલું તેજ ખંજર હતું. જેવો તેણે ઉંચાઇએથી ઉતરીને પગ જમીન ઉપર મુકયો કે તેજ ક્ષણે ફરીદુન પવનને વેગે તે જગોએ ધસી આવ્યો, અને પોતાનો ગોર્ઝ ગાવસર (ગાયનાં માથાંની સુરતનો ગોર્ઝ) તેના સર ઉપર મારી તેની લોખંડી કોલાહનો ચુરો કરી નાખ્યો.

તેજ વખતે મોબારક સરોશ ફિરેસ્તો ત્યાં જાહેર થયો અને ફરીદુનનો હાથ રોકીને બોલ્યો, "એને ના માર, હજી એનો કાળ આવ્યો નથી. એને પત્થરની માફક બાંધ અને જ્યાં બે પહાડો પાસે પાસે આવેલા તને મળે ત્યાં એને લઇ જા. એની નજદીક એનાં સગાં વહાલાંઓ આવી શકે નહિ એવા પહાડના ગારમાં એને કેદ રાખવો સજાવાર છે."

ફરીદુને આ બશારત મુજબ સિંહનાં ચામડાંની રસી બનવાવી નાપાક ઝોહાકને એવા બંદથી બાંધ્યો કે એક મસ્ત હાથીથી પણ તે બંદ તૂટે નહિ.

ત્યાર પછી તે ઝોહાકનાં સોનેરી તખ્ત ઉપર બીરાજ્યો. તે બુરા બાદશાહની બદ રસમો તેણે દૂર કીધી; તથા દરવાજા ઉપરથી એક બાંગી પાસે પોકાર કરાવ્યો કે "અએ તમો લોકો જેઓ અકલથી બીદાર છેઓ તેઓ આએ સાંભળો કે તમોને હવે લડાઇનો અસ્બાબ રાખવાની કે લડા-

ધર્મમાં કીર્તિ શોધવા જવાની જરૂર નથી. સેપાહોને જરૂરનું નથી કે ધંધાદારી સાથે મળીને બન્ને એક ધંધામાં લાગે. એક કારીગર છે અને બીજો ગોર્ઝનો રાખનાર (લડવૈયો) છે. દરેકને પોત પોતાનાં કામની સહમજ રહે છે. જ્યારે પહેલાનું કામ બીજો કરવા નીકળે તથા બીજાનું કામ પહેલો કરવા નીકળે, ત્યારે દુન્યામાં ગભરાટ ને ગુંચવાડો ઉભો થાય. નાપાક ઝોહાક જેનાં કામથી દુન્યા ત્રાસી રહી હતી, તે હવે કેદમાં ગીરફતાર પડયો છે. વાસ્તે હવે સૌ બેફિકર રહો, ખુશાલ રહો, લાંબી જીંદગી ભોગવો, અને ખુશાલ મને પોત પોતાનાં કામ ઉપર મંડો.' *

શહેરના પ્રસિદ્ધ પુરૂષો, જેઓ જર અને ખજાનાના માલીક હતા, તેઓ ખુશાલી સાથે હદીઆઓ પાદશાહ ફરીદુન આગળ લઇ જઇ તેને નજર કીધા, અને તેના હોકમ ઉપર દીલ લગાડયું. પાદશાહે તેઓ ઉપર વળતી નવાજેશો કીધી, અને સહુ સહુને તેમની હોસ્યારી મુજબના ઓહદાઓ બક્ષ્યા. સઘળાઓને તેણે નસીહત આપી, ખોદાતાલાને યાદ કરી બધાઓ ઉપર નેક દુઆ ગુજારી, અને બોલ્યો; "આ તખ્ત માહારે સ્વાધિન આવ્યું છે, અને ફાલ પ્રમાણે તમારા નસીબના સેતારા રોશન થયા છે. પાક યઝદાંએ મને અલ્બોરઝ પર્વત ઉપરથી અહીં લોકોનાં ટોળાં વચ્ચે આવવાને ઉશકેર્યો, કે જેથી માહારા જળકાટના બળે ઝોહાકની બદીમાંથી જહાનને ઉગારૂં. જ્યારે નેકીના બક્ષનાર ખોદાએ આપણા ઉપર બક્ષેસ કીધી છે ત્યારે લાજમ છે કે આપણે પણ નેકીની રાહ અખત્યાર કરી ચાલ્યે. ઘણાં મુલકોનો હું માલીક હોવાથી, માહારાથી એકજ જગોએ બેસી રહેવાય નહિ, પણ બધે ફરી રાજપતિ તરીકેની માહારે ફરજ બજાવવી જોઇએ, નહિ તો ખુશીની સાથે હું અત્રે તમે વચ્ચે રહી ઘણા દિવસો ગુજારતે."

સઘળા નામદારોએ ફરીદુન પાદશાહ આગળ જમીનને બોસો દીધો. દરબારમાંથી નગારાંનાં અવાજો ઉઠયા. શહેરના તમામ લોકની આંખ દરબાર તરફ ખેંચાઇ રહી હતી, અને બરગસ્તે દિવસના ઝોહાકને માટે પોકાર કરતા હતા કે એ બદ અઝદાને તેને લાયકના બંદ સાથે બહાર લાવો.

એક પછી એક લશકર શેહેરમાંથી બહાર નીકળ્યું; અને ઝોહાકને ઉંટ ઉપર બાંધીને લઇ ચાલ્યા.

---

* દીનકર્દ કેતાબમાં જણાવ્યું છે કે ફરીદુને ઝોહાકને કેદ પકડયો તેની ખબર તમામ દેશોમાં ફેલાવા છતાં, લોકો શકમંદ રહેતાં હતાં, અને દશ શીઆલા બાદ એ ખબરને ખરી માની હતી.

વાંચનાર ! આ વાત તાહારા સાંભળવામાં આવે ત્યારે જાણજે કે દુન્યા ઘણી પુરાણી છે. ઉપલો બનાવ બન્યા પછી પહાડો તથા જંગલો ઉપરથી બહુ બહુ જમાનાઓ વહી ગયા છે. અને કંઇએક બીજા જમાનાઓ વહી જશે.

જાગૃત નસીબનો ફરીદુન શાહ કંગાળ ઝોહાકને મજબુત બાંધીને શીરખાન તરફ લઇ ગયો, એવું ઇચ્છીને કે પાહાડના ગારમાં તેને લઇ જઇને ઉંધે મસ્તક લટકાવી દે. પણ તેટલામાં મોબારક સરોશ યઝદ જાહેર થયો અને ફરીદુનના કાનમાં ખુબી ભરેલો છુપો ભેદ કહયો કે બંદીવાનને તું દમાવંદ† પહાડ સુધી લઇ જા; લોકોનાં ટોળાંને ત્યાં તું લઇ જઇશ નહિ, મગર જે કોઇ વગર તને ચાલે નહિ અને મુશકેલીના વખતમાં તને છાતીએ રાખે તેવાઓને તાહારી સાથે રાખીને જા.

તે પ્રમાણે ફરીદુન ઝોહાકને તેજી ઘોડાની ઝડપે દમાવંદ પહાડ ઉપર લઇ ગયો અને ત્યાં તેને બંદ કર્યો. તેના બદન ઉપર એક બીજી બેડીનો વધારો કર્યો, અને તેની બદબખ્તિમાં કોઇ ચીજ ઓછી રહી નહિ.

ઝોહાકનું કીધું નામ ફરીદુને ખાક,
કીધી જેહાન તે નાપાકની બુરાઇથી પાક.
બેશી, મિત્રો કાજ તે તરજાતો રહયો;
દમાવંદમાં, બદબખ્ત, સબડતો રહયો.

તે પહાડ અંદરની એક સંકડાસવાળી જગો ફરીદુને પસંદ કીધી તથા તળિયું પણ દેખાયું નહિ એવો ત્યાં એક ગાર શોધી કાહાડયો, અને ત્યાં ભારી ખીલાઓ ઠોકયા, જેની સાથે મજબુત બાંધીને તે જાલમ નાગકારને લટકેલો રાખ્યો.

ન દુન્યામાં રહયે બદીને આધીન,
લંબાવ્યે દસ્ત નેકીનો રાત અને દીન.
રહેવાનું નથી નેક કે બદ પાયદાર,
તો બેહેતર નેકી આપણી રહે યાદગાર.
નથી કારગત લાગવાનાં મેહેલ, ગંજ, દીનાર;
એનાથી નથી તને ફાયદો હોનાર.

† બુનદેહેશ, બહમન યસ્ત, તથા આફ્રીને રૂહત અમેશાસપંદમાં પણ ઝોહાકને બંધ કરવાનું મથક દેમાવંદ પહાડને ગણ્યો છે, જે અલ્બોર્ઝ પહાડની ૧૮૫૦૦ થી ૨૦૦૦૦ ફીટ ઉંચી એક ટોંચ છે. એ પર્વત હમદાન શેહેરની નજદીકમાં આવેલો છે.

ભલું નામ તુજ કામથી રહેશે યાદગાર,
તો ના તું ભલાં નામને હલકું વિચાર.
ફ્રીશ્તો* હતો નહિ ફ્રીદુન શાહ,
ન કસ્તુરી, અંબરનું તેનું બદન.
ધરી તેણે પુણ્ય, સખાવતની રાહ;
કરી પુણ્ય, સખાવત, ફ્રીદુન તું બન.

નેક ત્આલેના ફ્રીદુને જે જે નેક કાર્યો કીધાં તેમાં સર્વેથી પહેલું એ કે દુન્યાને બદીથી પાક કીધી, તે ઉપરાંત બદ ખસલત, ગેર ઇનસાફી, નાપાક ઝોહાકને ગીરફ્તાર કરી બંદમાં નાખ્યો, બીજું એ કે પોતાના બાપનો કીનો લીધો, ત્રીજું એ કે કમ અકલનાઓથી દુન્યા સ્વચ્છ કીધી અને બુરાઓથી તે છોડવી.

ઓ જહાન! તું કેવી ધાટકી અને બદ ખવાસની છે કે તું પાળે છે અને તુંજ મારે છે! ખુદા૰ ઝોહાકની બાદશાહી લઇ લેનાર બહાદુર ફ્રીદુન કયાં છે? પાંચસો વર્ષ તુલીક તેણે બાદશાહી ભોગવી, મગર આખર તે ગુજર પામ્યો. તે ચાલતો થયો અને દુન્યા બીજાને હસ્તક આવી. તું જોઇએ તો ભરવાડ (યાને લોકોને સારે રસ્તે દોરવનાર સરદાર) બન, અને જોઇએ તો તું ગોવાળું થા (યાને બીજા મોટાઓને હાથે તું દોરવા). મગર સધળાંને, નાહાનાં શું કે મોહોટાં સર્વેને, એજ પ્રમાણે જવાનું (મરવાનું) છે.

ફ્રીદુને જયારે પોતાને મુરાદનો પામેલો જોયો, ત્યારે શાહી રાહ રસમ મુજબ શાહનશાહી મેહેલ તેમજ તાજ અને બુલંદ તખ્ત તેણે તૈયાર કરાવ્યાં. મેહેર મહિનાના મુબારક મેહેર રોજે તેણે શાહી તાજ સર ઉપર

---

* મેહરબાન કુટાર ભાઇઓ જણાવે છે કે ગાથામાં ફ્રેસ્તાઓ વિષે બીલકુલ એશારો માલમ પડતો નથી. બીજાં જરથોસ્તી ધર્મ પુસ્તકો પ્રમાણે ફ્રેસ્તા તેત્રીસ છે, જેઓનાં નામો માંહેલાં ત્રીસ આપણા ત્રીસે રોઝનાં નામોને મળતાં છે, અને બીજા ત્રણ બરઝો, હોમ અને દહમ છે.

યાહુદીઓનાં તથા ખ્રીસ્તિઓનાં ધર્મ પુસ્તકોમાં આકાશ ઉપરથી ફ્રેસ્તાઓ આવી આદમીઓને બશારત કરતા ઘણી ગમ જણાવ્યા છે.

મેલ્યું.† જમાનો બદીની ચિંતા વગરનો થયો, અને સર્વેએ પાક યઝ-દાનની રાહ અખત્યાર કરી. કજીઆ કંકાશથી તેઓએ દીલ ખાલી કીધાં; અને બાદશાહી રેવાજ મુજબ એક નવું જશન કર્યું.

બેઠા મર્દો દાનાવ ખુશાલ શાદકામ,
હતી હાથમાં હરેકના યાકુતી જામ.
ચળકતા શરાબ ને નવા શાહના ચેહેર-
થી થયો શરૂ નવો મહિનો હર્ષભેર.
કરો આતશ રોશન, શાહ બોલ્યો નામવર,
તેના ઉપર બાળો તમ અંબર, કેશર.
મેહેરંગાન જશન સ્થાપ્યું શાહે ખુશકામ,
કે ખાણીપીણી કરી લેવાય આરામ.
એનાથી છે મેહેર માહ હજી યાદગાર,*
જે શુભ ઓચ્છવ પાળી લેઓ આરામ, કરાર.
એ શાહને રહી તાબે જહાંન પાંચ સદી,
જે અરસામાં કીધી નહિ બુરાઇ કદી.

---

† ફીરદોસી આ બાબતમાં નીચલી બેત લખે છે:—

બ રૂઝે ખોજસ્તેહ સરે મેહેર માહ,
બ સર બર નેહાદ આન કયાની કોલાહ.

એનો અર્થ કુટાર ભાઇઓ એવો કરે છે કે મેહેર મહિનાના મોબા-રક હોરમઝદ રોઝે ફરીદુને પાદશાહી કોલાહ સર ઉપર મેલી. પણ મર-હુમ દસ્તુરજી સાહેબ મીનોચેહેર જામારપજી જામાસ્પ આસાના એ બેતનો એવો તરજુમો કરે છે કે મેહેર મહિનાના તેના સરદારનાજ મુબારક દિવસે (યાને મેહેર મહિનો ને મેહેર રોઝે) તેણે પાદશાહી તાજ માથે મેલ્યું.

* ફરીદુને ઝોહાકને કેદ પકડયો તે દિવસ મેહેર મહિનાનો મેહેર રોજ હતો. આ એક જશનનો દિવસ હતો, અને એ દિવસે ફરીદુન તખ્ત ઉપર બેસતાં એ જશનની મહત્વતા વધી ગઇ. એ દિવસે એક મોહોટું જશન કરી એણે એ હીંગામને બુલંદીથી પાળવાની શરૂઆત કીધી. એ મેહેરંગાનનો ઓચ્છવ મેહેર રોજથી તે રામ રોજ સુધી પાળવામાં આવતો હતો. મેહેર મહિનાના મેહેર રોજને મેહેરંગાને આમ, અને મેહેર મહિનાના રામ રોજને મેહેરંગાને ખાસ, કહેવામાં આવતું હતું. ફરીદુનને તખ્તનશીન કરવાની ક્રિયા અલબીરૂની મુજબ રામ રોજે કરવામાં આવી હતી. (જુઓ દસ્તુર ૭. મીનોચેહેરજીનું શાહનામું વોલ્યુમ પહેલો, પાનું ૧૪૫).

# ભાગ્યશાળી અહમદ અબદલ્લા.

એશીઆટીક ટર્કીનાં પુરાતન મશહુર શેહેર દમાસ્કસમાં અહમદ અબદલ્લા નામનો એક તાલેવંત આસામી વસતો હતો. ખજાને પુર હોવાથી, ગાયનના જલસા, નાચની બેઠકો, અને ખાનીપીનીની મીજલસોમાં ખુશાલ પોતાના દિવસો એ ગુજારતો હતો. પણ જાતે ઐયાસી નહિ, મગર ઉમંગી, ઉલટમંદ હતો, નીતિનો ચોખ્ખો હતો, અને બહુ તેજી ને ખીલેલી કલ્પના શકિત ધરાવતો હતો. તેથી આ મોહોટાં શેહેરના ગીચ વસવાટવાળા મોહોલાઓમાં, કોઇ વાર કયાં ને કોઇ વાર ક્યાં, એમ હર રોજ લટાર મારવાની, તથા નજર ખુલ્લી રાખી દુન્યાનો તરેહ તરેહનો અનુભવ મેળવવાની, એને ભારે ઉત્કંઠા રહેતી હતી. એના એવા તરેહવાર અનુભવોનું જો દાસ્તાન લખવા બેસીએ તો દીલપઝીર કીસ્સાઓના પોથાઓ ભરાય.

આવી રીતની એની રોજીંદી લટારોમાં એકાદ ગલી ગુંચીમાં ફરતાં જો કોઇ દુકાનમાં કશી નવાઇની વસ્તુ વેચવા મુકેલી એની નજરે પડતી, તો તરત ખીસામાંથી માંગ્યું દામ કાહાડી આપી તે વસ્તુ ખરીદી લેતો; અને એવી રીતે નવાઇની ને કમયાબ ચીજોનો એણે સારો જેવો સંગ્રહ કીધો હતો. મગર એની બીજી તમામ નવાઇઓને બાજુ બેસાડે એવો સુલેમાનનો જાદુઇ ગાલીચો જે એને હાથ આવ્યો હતો, તેનો એહેવાલ બહુ જાણવાજોગ છે.

વરસાદની ઝરમર ઝરમર છાંટીઓ પડેછે. વખત સમી સાંહાંજનો છે. અંગ ઉપર ઝભો ઓળવી, હાથમાં છત્રી ઝાલી, અહમદ શેહેરના એક ગરીબ લત્તા તરફ ફરવા નીકળ્યો છે. યાહુડી વેપારીઓની પરચુટણ સામાનની ત્યાં નાહાની દુકાનો છે; એ દુકાનોની હારમાં એક અચ્છી આરાસ્તા કરેલી દુકાન અહમદના દીઠામાં આવે છે, જેમાં લેસ, કોર, શાળ, ગાલીચાઓ, વિગેરે, તરેહ કીસમનો માલ વેચવા મુકેલો છે, અને તેની સીડી આગલ એક ફરમે સીરીઅન બી એક જુનો ગાલીચો ઝટકે છે.

તે ચરબદાર ઓરત પરથી અહમદની નજર ફરીને તેના હાથમાંના ગાલીચા ઉપર પડી, જે જુનો ને ખખડી ગયલો હતો, પરંતુ કંઇ ઓર

અસલી બનાવતનો જણાતો હતો કે જેવો અહમદના જોવામાં આજ દીન સુધી આવેલો નહિ. ખોદા માલુમ એ પુરાણા ગાલીચાનો અસલ રંગ કેવો હશે, પણ વખતની અસરથી હાલમાં એ કંઇક લીલો ને કંઇક ભુરો જેવો દેખાતો હતો. અંદર અંદર ચીરાઓ પડી ચૂક્યા હતા; એની ફરતી કીનારીઓ ઘણી ગમથી ઘસાઇ પીસાઇ ગઇ હતી; તથા જે આકાર, આકૃતિઓ અસલમાં એ ગાલીચાની સપાટી પર ગૂંઠવામાં આવ્યાં હશે તે એટલાં બધાં ઝાંખ મારી ગયાં હતાં કે અતિશ્ય મુશ્કેલીથી તે જોવાઇ શકાતાં હતાં.

"ઓહો, આએ કેટલો ઘસાયલો પીસાયલો, ખખડી રહેલો, જુનો ગાલીચો છો" અહમદ બોલી ઉઠયો.

"હાજી, આએ રગ તદન ચિઠરૂં થઇ ગયો છે અને હવે કચરાની ટોપળીને સ્વાધીન કરવા લાયકનો બન્યો છે. પરંતુ આપ નામદાર આપના મુબારક કદમ હમારી દુકાનમાં ફરમાવશો તો આપને લાયકની તરેહવાર નવીન ને નવાઇની વસ્તુઓ જોઇ શકશોજી." પેલી ડોંગી સ્ત્રીએ જવાબ દીધો.

આ આમંત્રણને માન આપી અહમદ છત્રી બંધ કરી દુકાનમાં પેઠો. દુકાનવાળી સ્ત્રીએ હાથમાંનો ચિથરયાં અવતારવાળો ગાલીચો બાજુએ ફેંકયો, અને નવા ગાલીચાઓના ઢગમાંથી સારાં નંગો તારવી કાહાડી અહમદને બતાવવા લાગી. પણ અહમદભાઇનું ધ્યાન બધું પેલાં ચિઠરાંમાં ભરાયલું હતું અને વાંકી ડોકીએ તેના પરનું વિચિત્ર ભરતકામ તે તપાસતો રહયો હતો. તેના પર કાંઇક હરફો વણેલા ઝાંખા ઝાંખા જણાતા હતા, જે કોઇ તરફ અરબી તો કોઇ ગમ ઇજીપ્શીયન જેવા જણાતા હતા. વળી કેઠે કેઠે વિચિત્ર ચીતારો પણ વણાયલા જણાતા હતા.

એક નવો ભપકાદાર રંગનો ગાલીચો લાવી દુકાનવાળીએ અહમદની નજર સામે ધર્યો, અને બોલી, "સાહેબ, આએ બહુ નાદર ગાલીચો છે, છતાં કિંમત પણ પોસાય તેવી છે. એ લેશોજી."

"મને ગાલીચાઓની હાલ કશી ગરજ નથી," અહમદે કહ્યું, "પણ આએ જુનો ગાલીચો તું મને વેચે તો તે હું લઇશ. તદન ઘસાઇ પીસાઇ ને ચુંથાઇ પીખાઇ ગયલો તથા બીલકુલ ચિઠરાં જેવો એ થઇ રહેલો છે, છતાં કંઇ એજ લેવાનું એ મન થાય છે."

"અરે આએ ચિંઠરૂં લેવા તમારૂં મન થાય છે?" અજાયબી સાથ પેલીએ સવાલ કીધો.

"હા" અહમદ બોલ્યો.

"પણ, સાહેબ, એ ગાલીચો વેચવાનો નથી;" તે બોલી, "માહારા ખાવીંદનો એ માનીતો છે, અને એની ઉપર પલાંઠો મારીને એવણને કાફી પીવાની અને હુકકો ગગડાવવાની આદત પડેલી છે. માટે જો એ હું વેચી નાખું તો તે એવણને ગમવાનું નથી."

"અરે પણ તાહારો ધણી આએ ફાટાં ચિંઠરાં પરજ કાંય બેસે? કોઇ બી બીજા ગાલીચા પર બેસીને એઓ એમનો હુકકો ને કાફી લઇ શકશે. હું એનું દામ નવા ગાલીચાના જેટલું આપવા કબુલ છું."

"આવું તુટું ચીઠડું હમારી દુકાનમાં પડયું રહ્યું છે તે મને તો શેઠ જરાબી ગમતું નથી. પણ શું કરૂં, માહારૂં કંઇ ચાલતું નથી, મને માહારા ધણીથી બીહીવું પડે છે, નહિ તો કેદારનો એનો મેં રસ્તો કરી નાખ્યો હતે. પણ વળી એમ બી વાત છેની કે જે દાહાડેનો એ ગાલીચો હમારી દુકાનમાં આવ્યો છે તે વખતથી એ હમોને ઘણો બરકતી નિવડેલો છે. એના આવ્યા પછીજ હમારી દુકાનને શણગારવાને વાસ્તે નવા પડદા ને ઝાલરો તથા બહાર ભપકાનો દેખાવ કરવા સારૂં જોઇતા રંગો આવ્યા, તથા માહારા પોતાને વાસ્તે નવાં નવાં કપડાં આવ્યાં."

અહમદ સહમજ્યો કે આ તુટોફુટો ગાલીચો લેવાનું માહારૂં મન થયલું જોઇને એનો સારો જેવો ભાવ માહારી પાસે પડાવવા આ સ્ત્રી આવી ફેંકાફેંકી કરે છે.

"એનું દામ તું શું માગે છે?" તેણે પુછયું.

"પંદર રૂપ્યાથી એક કોડી કમતી નહિ. જોઇએ તો લેવો, ને નહિ તો સાહેબજી."

"ઠીક, આ અશરફી લે," એટલું બોલી પંદર રૂપ્યાનો સોનાનો શિકકો અહમદે તેણીના હાથમાં સેરવ્યો; અને તેણીએ કાગળમાં લપેટીને ગાલીચો અહમદને આપ્યો, જે લઇને તે ચાલતો થયો.

થોડે વારે દુકાનનો માલેક અને પેલી ડોંગીનો ધણી દુકાનમાં આવી લાગ્યો. તેની આગળ હરખાઇ હરખાઇને તે બોલી, "મીયાં હસન, આજે તો તીલ્લોરી પડી."

"અહા, તે શું ?"

"લેઓજી આએ ચકચકતી કોરી કકડતી અશરફી લેઓ, અને પારખોનીજી કે એ કિંમતે મેં શું વેચ્યું છે ?"

હસન કંઇ ફરેસ્તો કે પેગમ્બર ન હતો કે પારખી શકે, તેથી તેણે પુછ્યું, "બીબી, તમેજ બોલોની કે શું વેચ્યું."

"હું કહેવશ તો તમે માનશો નહિ, મીયાં," બીબીજી બોલ્યાં, "પેલો જુનો, કોચરાના સાલનો, ચિંથરયા હાલનો, રદી ગાલીચો, જેના પર બેસીને તમે તમારૂં કોરીનું કપ પી હુક્કો ગગડાવતા હતા, ને જેની કોઇ ફુટી બદામ વટીક નહિ આપે તે એક ચક્રમ ગ્રાહકને મેં પંદર રૂપે વેચ્યો."

"અરે ચક્રમ તું કે તે ? આ ગાંડી એ તું શું બોલે છે ?" હસને બાંગ મારી, અને તેનો ચેહેરો ફીકકો રૂની પુણી જેવો થઇ ગયો.

"મીયાં, એમ બુમ કાંય પાડો છો ? એક સદંતર રદ્દી ચીંઠરાંના મેં પંદર રૂપ્યા ઉપજાવીને તમારા હાથમાં મુકયા તો ખુશી થાઓ કે સામા ચિરડાઓ ? હવે તમારે વાસ્તે બેસવા સારૂ મજેહનો એક નવો ગાલીચો લેજોની, મીયાં."

"અરે વગર અક્કલની લોંડી, એ તેં શું બાફ્યું ? વારૂં ભોંસી તો મર કે તે ગ્રાહકને જવાને કેટલો વખત થયો ?"

"કલાક એક થયો હશે. મગર તમે એટલો અકળાટ ગભરાટ કેમ કરો છો?"

"આ દીવાની માહારો બરકતી પુરાણો ગાલીચો જતો રહયો, ને હું અકળાઉં નહિ ? એ તું શું બકે છે ? પણ તાહારા હોંશ તદન ફરામોશ નહિ થઇ ગયા હોય તો એટલું તો મને કહે કે એ આસામી આપણો કોઇ ઓળખીતો ગ્રાહક હતો કે કોઇ બીગાનો હતો."

"તદન બીગાનો."

"તેણે કેવાં કપડાં પેહેરેલાં હતાં ?"

"અંગ પર પીલો ઝબ્બો, માથે લીલી ટોપી, ને હાથમાં છત્રી હતી. ભુરાં કાગળમાં લપેટીને મેં એને ગાલીચો બાંધી આપ્યો અને તે બંડલ બગલમાં મારીને એ દુકાનેથી ઉતર્યો."

"કઇ દીશાએ ગયો ?" જે દીસાએ અહમદને જતાં તે સ્ત્રીએ જોયો હતો તે દીસા તેણીએ બતાવી.

હસન બોલ્યો, "એ માણસને હું પાતાળમાંથી બી ખોળી કાહાડીશ. એની તલાસમાં હુ જાઉં છું. મગર ઓ ફુટેલાં હૈયાંની ઓરત તું ખબરદાર રહેજે કે એ આસામી જો કદી આપણી દુકાને પાછો આવે તો કોઇબી રવેશે

માહારો ગાલીચો એની કનેથી લઇ લેજે અને એની અશરફી એને આપી દેજે. ઓ બેવકુફ, તું તાહારા કાન ચીમટ ને યાદ રાખજે કે એ ગાલીચો મરતાં કોઇને વેચવાનો નથી."

અચરતી અને ગભરાટમાં ગરકાવ થયલી તેની બઇરી કશો જવાબ આપે તેટલાં તો હસન અહમદની શોધમાં નીકળી પડયો.

તે બાપડી સ્ત્રી ફસડાઇને ભોંય પર બેસી ગઇ, અને અચરત થઇને વિચારમાં પડી કે માહારા મીયાંને એ આજે શું થયું ! જુનો ચિંદરેહાલ કચરા જેવો તુટેલુટો ગાલીચો, જેની કોઇ એક ખોટો દીરમ નહિ આપે, તેની મેં એક અશરફી મેળવી, છતાં માહારો ખાવીંદ ખુશી થઇને શાબાશી આપવાને બદલે વહડકણો બની ગાંડી ને ઘેલી ને બેવકુફના એલ્કાબો કેમ મને આપે છે?

થોડા વારમાં હસન હાંફળો ફાંફળો પાછો ફર્યો. માથેથી ફેંજ કહાડી જમીન ઉપર પટકી, અને બાંહે વડે કપાળ પરથી પરસેવો લુંછવા લાગ્યો.

"ઠીક થયું, ઓ દીવાની, કે તે ગાલીચો લઇ જનાર શખ્સનું નામ તથા તેના મકાનની નિશાન હું મેળવી શકયો છું. આજે રાત્રે તું એને ત્યાં જઇ કોઇ બી સુરતે એને સહમજાવીને માહારો ગાલીચો પાછો લઇ આવ. અગર નહિ તો જાણ, ઓ ઓરત, કે તાહારી કમબખ્તી આવી," તે બોલ્યો.

ગરીબ બીચારી ઓરત, તે પોતાના ગુસ્સાબાજ ધણી આગળ ગુંઠણે પડી અને ધ્રુજતા સાદે પુછવા લાગી, "મીયાંજી, એવાં એક ચીંદરાંને બદલે પંદર રૂપ્યા રોકડા આપણને વધારે કામના નહિ ? અરે મીયાં, તમે આજે એમ કેમ કરો છો ?"

"પંદર રૂપ્યા તો શું, પણ પંદરના પંદર આવે તો બી તે કુચ્છ નથી. અરરર, એ પુરાણા જમાના ભેદી ગાલીચાની ખુબીનું તને શું ભાન હોય ! અગર પેલો ગ્રાહક સહમજાવત પટાવતથી પાછો નહિ આપશે તો ચોરી કરીને પણ હું એ પાછો મેળવવાનો."

" એમ ?"

"હા એમ, અલબત એમ. ઓરત, તને કશું ભાન છે કે આ દુકાનને જે નવો રંગ લગડાવ્યો છે તે કયાંથી આવ્યો ? રોજ ભાત ભાતનું ખાણું લાઉ છું તે કયાંથી આવ્યું ? તરેહ તરેહનાં વસ્ત્રો તને લાવી આપું છું તે કયાંથી આવ્યાં ?"

આ સવાલોનો જવાબ દેવાને હસનની બાયડી શકિતવાન ન હતી. તેથી અજાણપણાનું તેણીએ ડોકયું હલાવ્યું.

"તમામ એ પુરાણા ગાલીચાના પ્રતાપ, અહમદજી ? એના ઉપર બેસીને જે કોઇ શખ્સ ગમે તેવી ખાહેશ માગે તે તમામ ખાહેશ તાબડતોબ અમલમાં લાવવાનો એ ગાલીચમાં છુપો બરકતી ગુણ છે; અને એવા બરકતી ગાલીચાને તેં ગાંડીએ એક અશરફીની લાલચે હાથથી જવા દીધો," હસને સહમજાવ્યું.

હવે આપણે જોઇએ કે જુના જમાનાવાળો તે ગાલીચો લીધા બાદ અહમદ અબદલ્લા પોતાના બંગલામાં શું કરે છે. તે રાત્રે તે એકલોજ જમ્યો. ખાણું લઇ રહીને, પોતાના ખાનગી ઓરડામાં તે ગાલીચો એક મેજ ઉપર પાંથરી, હાથમાં મેગનીફાઇંગ કાચ પકડી તે વડે તેના ઉપરના કદીમ લેખો ઉકળાવવાની તજવીજ કરવા મંડયો. તેટલાં તેનાં નોકર અમીને આવી ખબર આપી કે દુકાનદાર હસનની બીબી માહારૂખ આવી છે.

પોતીકા બન્ને ચરબદાર હાથો જોડી માહારૂખે અહમદને આજરખાહી ભરી અરજ ગુજારી કે "શેઠજી, તમારી અશરફી આ પાછી લેવો ને હમારો ગાલીચો હમુને પાછો સપુરદ કરો. સબબ કે મેં એ તમુને વેચ્યો તેથી માહારો મીયાં માહારા પર ઘણો ખફા થયો છે."

અહમદે જવાબ દીધો કે "માહારે પાછો આપવો નથી."

"પણ સાહેબ વિચાર તો રાખો કે મેં એ માહારા ધણીની રજા વગર વેચ્યો છે, અને એની રજા શિવાય કશું વેચાણ કરવાની મને સત્તા છે નહિ," માહારૂખ બોલી.

"આ વિચાર તને ઘણો મોડો સુજ્યો છે."

"મેહેરબાન સાહેબ, એ ગાલીચો એનો પોતાનો બેસવાનો હતો. બીજા કોઇ ગાલીચા પર એને કળ પડવાની નથી. મેહેરબાનીની રાહે એ મને પાછો આપો, અને તમારા પૈસા લઇ લેઓ."

આએ ખોલાસો અહમદને ઘણો વિચિત્ર લાગ્યો. હસનને નવા ગાલીચા પર કળ નહિ પડે, તેથી આ જુનો ઘસાઇ પીસાઇ ગયલો તમામ રદદી જેવો થયલો ગાલીચો એ પાછો મંગાવે છે તે વાત અહમદના માન્યામાં આવી નહિ. એને લાગ્યું કે આમાં કશો ભેદ છે, અને તે ભેદની બાતમી મેળવવા તેનું મન ચોટ્યું. તેથી તે બોલ્યો, "બાઇ વેચાણ તે વેચાણ. તમે એ વેચ્યો અને મેં લીધો. મેં પુરૂં દામ ચુકવી આપ્યું અને સાહું ખલાસ થયું. હવે કાયદેસર એ માહારી મીલકત થઇ છે, ને એ હું હરગેજ પાછો આપનાર, નથી તમારી અશરફી ઉંચકી લેઓ ને ચાલતી પકડો. ખોદા હાફીઝ".

"શું તમો એ મને પાછો નથીજ આપવાના ?"

"ખસુસજ નહિ."

"પણ એ તો એક ફાટું ચિંઠરૂં છે."

"જુનું તેથી નકામું નાહ."

અહમદ આ છેલ્લા બોલો અમસ્થોજ બોલ્યો હતો. મગર માહારૂમ સહમજી કે ગાલીચાનો છુપો ભેદ અહમદ પામી ગયો છે અને તેથી પાછો આપવા ના પાડે છે; અને તેથી ઉશ્કેરાઇ જઇ ગુસ્સાભેર બોલી "શેઠ, તમો જાણતા હતા કે માહારો ધણી પોતે કણુંબી એ તહમોને વેચતે નહિ; અને હું બાઇ માણસને ઠગીને તમે એ લઇ આવ્યા છો. પણ અહમદ અબદલ્લા તમે ખુબ યાદ રાખજો કે માહારા ધણીને છેડવો અને જંગલના વિકાળ વાઘને છેડવો બરોબર."

"અએ ઓરત! મને શું તું ડબરાવા આવી છે !" અહમદ પોકારી ઉઠયો.

"હસન કોઇ બી રવેશે એ પાછો લેવાનોજ," માહારૂમે જવાબમાં કહ્યું.

"અહં, જોઇશું, એને આવવા દે. તું અહિંથી ચાલી જા," અહમદે તેણીને કહ્યું, અને તાબડા ફોડયા જેથી એક નોકર આવ્યો, જેણે અહમદના હોકમથી તેણીને ઓરડાની બહાર કાહાડી. ગોસ્સા અને નાસીપાસીથી લાલ બનેલી તે કૃરએ ઓરત ફ્ફડતી પોતાને ઘેર પોહોંચી.

અસલ વખતના તે ગાલીચાના લેખો ઉકેળવા અહમદને હવે સ્વાભાવિક વધુ જીજ્ઞાસા ફુટી. પરંતુ જયારે તે જુના હરફો ઉકેળવાની તેની સર્વે કોશેશો નિષ્ફળ નીવડી, ત્યારે તેણે એક કાગળ લઇ તેના ઉપર તેનો અક્ષરે અક્ષરનો ઉતારો કીધો કે કોઇ દહાડે કામ આવે. પુરાતન જમાનાની મીસરી તથા અરબી જબાન જાણનારા ઓલમાઓ દમાસકસમાં કમ નહિ હતા; પણ તેઓની મદદ નહિં લેવી એવો કસદ અહમદે કીધો, સબબ કે જો તેમ કરવા જાય છે તો આ ભેદી ગાલીચો જે દૈવયોગે તેને હાથ લાગ્યો છે તેનો ભરમ બીજાઓના જાણવામાં આવે. વાસ્તે અલ્લાહ ઉપર એતેકાદ રાખીને બેઠો કે જે ભેદભરમ હશે તે આયંદે આપો આપ મળી જશે.

અહમદ હવે ખુવાબ કરવા બિછાને ગયો. એની આંખ લાગી ગઇ, પણ સેહેજવારમાં ઝબકીને તે પાછો જાગૃત થયો. એને લાગ્યું કે ઓરડામાં કોઇ પેઠું પડેલું છે. તકીયા તળેથી કાંડીની પેટી કહાડી એક કાંડી સળગાવી, પણ ઓરડામાં કોઇ એની નજરે પડયું નહિ. ઉઘાડે પગે અને હળવે હળવે પાસેના ઓરડામાં ગયો, જયાં ટેબલ ઉપર મેલેલા પેલા જુના ગાલીચાની ઘડી વાળતાં એણે એક શખ્સને જોયો.

તુરતજ અહમદે ખીસામાંથી રીવોલવર કાહાડીને હાથમાં પકડી, અને બોલ્યો "સલામ અલેકુમ." પેલો શખ્સ કશો ઉત્તર આપવાને બદલે મુંગો ઉભો રહયો. અહમદે હવે બાંગ મારી, "બદમાશ! એકદમ ગાલીચો મુકી દે, નહિ તો આ પીસ્તોલથી તાહારો જાન તાબડતોબ જમને સ્વાધીન કરીશ."

ચોરી કરવા કાજે આવેલો શખ્સ કોઇ નહિ પણ દુકાનદાર હસન હતો. અહમદની બાંગ અને ધમકીથી ધ્રુજી પડી તેણે ગાલીચો ભોંય પર નાંખી દીધો, મગર તરત તેના ઉપર ઉભો રહીને બબડયો "હું ઇચ્છું છું કે આ જગોથી હું એકદમ સલામત છટકી જાઉં." હજી તો આ બોલો પૂરા થાય તેટલાં તે એકાએક અદ્રષ્ટ થયો, અને ઓરડામાં અહમદે પોતાને એકલો જોયો. એક પળ તે ખ્યાલમાં ચકચુર થયો, પછી તેને મુછમાં હસવું આવ્યું. ગાલીચાના ભેદની ખરી સહમજ એને ઝટ આવી ગઇ, જેથી ઉઘાડા પગેજ એના ઉપર જઇ ઉભો ને બોલ્યો "હું ઇચ્છું છું કે માહારા પગોમાં માહારી જુટીઓ આવે."

યા અલ્લાહ! જેવી એણે આ ખાહેશ જાહેર કીધી કે તાબડતોબ એના પગોમાં એની સ્લીપરો આવીને આપો આપ ઠસી ગઇ. યા કરીમ? યા પરવર! આ કેવી તાજુબીની વાત! આ કેવો તલેસમ!

અહમદે પોતાની આંખો ચોળી. ઘડીયાળમાં જોયું તો પાછળી રાતના સવા બે થયા છે. એ પૂરેપૂરો જાગૃત અને સચેત છે, અને ઉંઘમાં સ્વપ્નું જોતો નથી, એમ એની ખાતરી હતી. મગર ત્યારે કુદરતના દરેક જાણીતા કાયદાની વિરૂદ્ધ આ કેમ બન્યું કે પડોસના ઓરડામાંથી એની સ્લીપરો ઉડી આવી એના પગમાં આપો આપ ઠસી બેઠી? હજી વધારે પરીક્ષા કરવાનો અહમદે મનસુબો કીધો, અને મનમાં હસતો રહી બોલ્યો, "માહારી ખાહેશ છે કે અબઘડી આ ઓરડામાં માહારી નજરે હું રશીઆના શેહેનશાહને જોઉં." આમ બોલતાંને વાર કશા બી ગોંધાટ કે અવાજ થયા વગર એક અતિ શોભીતો છત્રપલંગ તે ઓરડામાં આવી ઉભો, જે ઉપર એક રાજવંશી નર પોઢેલો હતો. રશીઆના ઝારની છબી અહમદે તુરકી છાપાઓમાં આવેલી જોયલી હતી, જેથી છત્રપલંગ પર સુતેલો રાજવંશી ખુદ ઝાર છે એમ પિછાનતાં અહમદને મુશકેલી પડી નહિ.

પલંગ પાસે જઇ અહમદે ઝારને ઢંઢોળ્યો, જેથી તે રાજપતિ નિંદમાંથી ઝબકી ઉઠયો, અને ફાટેલે ડોળે ગભરાઇને આજુબાજુ જોવા લાગ્યો તથા વિસ્મય પામ્યો કે આ તદન અજાણી જગોએ તે કેવી રીતે આવી લાગ્યો.

"તમે કોણ છેઓ?" અહમદે તેને સવાલ પુછયો.

"રશીઆનો ઝાર "પેલાએ ઉત્તર આપ્યો.

અહમદ પાછો ગાલીચા પર જઇ ઉભો ને બોલ્યો "એને પાછો લઇ જાઓ." તરતજ ઝાર સાથ છત્રપલંગ એકદમ અદ્રષ્ટ થયો. ન તે પલંગ ઉચકાયો, કે ન સીલીંગમાંથી આરપાર પસાર થયો, કે ન ભોંય ફાટી તેમાંથી ગરક ગયો. બસ એમનો એમ, જાણે તે ઓરડામાં આવ્યોજ નહિ હતો તેમ, બીલકુલ ગેબ થયો; આએ પળે તે હતો, અને આંખનો પળકારો થાય તેટલાં તો ગોયા હતોજ નહિ. અચબુચ, એકદમ, અદ્રષ્ટ!

અહમદ મલકાયો. એની ખુશાલીનો પાર નહિ રહયો. આગળ કહી ગયા તેમ એ બહુ તેજ કલ્પનાવાળો શખ્સ હતો. શાસ્ત્રો ને ફીલસુફીની એને પરવા નહિ હતી. એની જગોએ કોઇ શાસ્ત્ર ભણેલો ફીલસુફ હતે તો તે તેની ફીલસુફીજ ચલાવ્યા કરતે અને ચાર ઘડી વિચારજ કર્યા કરતે કે કુદરતના દરેક જાણીતા કાયદા વિરૂદ્ધનું આવું બનેજજ કેમ? એમ થાયજ કેમ, કઇ રવેશે એમ બનતું હશે, એમ કયે આધારે બનતું હશે, એનો ખોલાસો શો હશે, એવા એવા ભેજાં દુ:ખણુ સવાલો અને ખ્યાલોમાં નાહકનો વખત ગુમાવવો અને મગજ થાકવવું એ અહમદનું કામ નહિ. અહમદજી એવા મગ્ન મગ્ન થઇ ગયા કે આવાં ઉખ્યાણાં ઉકળાવવાની મગજમારી કરવાને બદલે મનસે ઠરાવ કરી બેઠા કે આએ ગાલીચાને પ્રતાપે લાવની જેટલી મજાહ થાય તેટલી કરી લઉં.

મજાહ હું કરી લઉં, કરી લઉં મજાહ;
ભરોસો શું કયાર આવી લાગશે કજા?
ખોદા મેહેરે હાથ લાગી આવી બક્ષેશ,
તો શું કામ કરૂં હું મગજમારી લેશ?

ગાલીચા પર પગ રાખી અહમદ બોલ્યો "હું ઇચ્છું છું કે દુકાનદાર હસન તથા તેની સ્ત્રી તેમજ જે પણુ બીજાં કોઇ આસામીઓને આ ગાલીચાનો ભેદ ખબર હોય તેઓ એકે એક જન તે સદંતર ભુલી જાય, અને ફક્ત મનેજ તેની ખબર રહે. માહારી ઇચ્છા સમજ પડી ?"

ગાલીચાના ભીતરમાંથી ઉંડો જવાબ આવ્યો "હા, પડી."

અહમદને હવે હૈયે નેહ આવી કે બદમાશ હસન કે તેની ચરબદાર ઓરત તરફથી હવે તેને કશી તરેહની તકલીફ મલશે નહિ. "ઠીક, હવે માહારો ઝભો લાવી મને પેહેડાવો, તથા મને ભોજન ભાવી આવ્યું છે માટે તે હાજર કરો," તે બોલ્યો.

બોલવાની બસ ખોટી. એજગબી હાથોએ અહમદનો બહુ ઝભો તેને પેહેરાવી દીધો. શુધ સફેદ સફાઇદાર બીસતરો ભોંય પર પથરાયો અને તેના ઉપર તરેહ તરેહનાં સોનેરી વાસણોમાં મઘમઘતી વાનીઓ પીરસાઇ. તથા અહમદને બેસવા કાજે રેશમી ગાદી ટકીઆ મેલાયા. જીવ ખુશ થાય એવા પમરાટ પકવાનોમાંથી નીકળ્યા. પાણી તથા શરબતોથી ભરેલા રત્નો જડીત બીલોરી શીશાઓ પણ હાજર હતા.

બક્ષિશોના કરનાર અલ્લાહનું પાક નામ જબાન ઉપર લઇ અહમદે તે લેહેજતદાર ખાણાંને ઇનસાફ આપ્યો. આ ઉમદા ન્યામત ખાણાં અને સ્વાદિષ્ટ શરબતોથી એનો જીવ ધરાયો, અને એ બબડયો કે "યા કરીમ! યા રહીમ! તમામ ભેદોના જાણનાર યા હક્તઆલા! અગર હું આ એક ખુવાબજ જોતો હોઉં તો આવા ખુવાબમાંથી હરગેજ મને બેદાર મા કરતો!"

એક આદમી પોતાની જેવી કલ્પનાશકિત હોય તેવી રીતે તથા તેટલી હદે તે કાર્ય કરી શકે છે, અને તેટલાં પ્રમાણમાં ફાવી શકે છે. સમજો કે એક આદમી કોઇ વેપારીની પેઠી પર કારકુનગીરી કરે છે, અગર એ આદમીની કલ્પના શકિત એટલીજ દોડે છે કે તેના રોજીંદાં કામમાં તેનાથી ગફલત કે ચૂક ના થાય, જેથી કરીને તેનો શેઠ તેના ઉપર ચિરડાય નહિ અને વખત આવવે દશ વીશ રૂપ્યાનો વધારો તેના પગારમાં કર્યો જાય, તો અલબત તેનાં કામમાં તે ચુક કે ગલફતી નહિ કરશે અને વર્ષે બે વર્ષે તેનો શેઠ તેના પગારમાં ઝુઝ ઝુઝ વધારો કરતો રહેશે, મગર તે સદાનો કારકુનગીરીજ કર્યો કરવાનો અને મરશે ત્યાં સુધી તેમાંજ અટવાઇ રહેવાનો. પરંતુ જો તેની ખ્યાલ શકિત વધુ તેજ હતે અને એવો પકકો ખ્યાલ બાંધી તે ઉત્સાહ—પૂર્વક કામ કર્યો જતે કે કાંય નહિ આએજ પેઢીમાં હું આગળ ચાલતાં માહારા શેઠનો ભાગીદાર થાઉં, યા કાંય નહિ એવી બીજી પેઠી હું માહારી પોતાની કાહાડી માહારો પોતાનો વેપાર ચલાઉં, તો તે કારકુનગીરીમાં ઘરડો થાય ત્યાં સુધી સબડયા કરતો ન રહેતાં, પોતાની વધુ લાભકારી ઉમેદ ને યોજનામાં આખરે પાર પડતે.

વિજળીને લગતાં અતિસ્ય ઉપયોગી યંત્રો, જેવાં કે ટેલીફોન તથા ફોનોગ્રાફ, શોધી કાહાડનાર બાહોશ એડીસન કોણ હતો? રેલ્વે સ્ટેશન પર ન્યુસપેપર વેચનારો એક પોરીઓ. એવા તો સેહેંકડો પોરીઆઓ ન્યુસપેપર વેચનારાઓ છે. પણ તેઓમાંથી એકજ એડીસન કેમ ઉગી નીકળ્યો? અને બીજા પોરીઆઓ જઇફ ને નાતવાન થાય ત્યાં તુલીક ન્યુસપેપરોજ વેચતા

રહેશે તેનો શો સબબ? આ સવાલનો એકજ જવાબ છે. એડીસનમાં મજબુત ને અખુટ કલ્પના શકિત હતી, કે જે તેના બીજા ભાઇબંધોમાં સંદતર ગેરહાજર હતી.

ડીક વીહીટીંગટન એક મુફલેસ પોરીઓ હતો. જ્યારે તેનાં દુરનાં ગામડાંમાંથી પગે ચાલતો તે પ્રખ્યાત લન્ડન શેહેરમાં આવી લાગ્યો ત્યારે તેના ખીસામાં એક શીલીંગ જેટલું બી ન હતું. થાકેલો તે એકાદ ઘરના ઓટલા પર પડયો છે, તેટલાં નજદીકનાં એક દેવળનો ઘંટ વાગે છે. ડીંગ ડોંગ, ડીંગ ડોંગ, ડીંગ ડોંગ, એમ તે ઘંટાનો નાદ થાય છે. પરંતુ વીહીટીંગટનની ચાલાક કલ્પના શકિત એ ઘંટાનો નાદ એવો થતો સાંભળેછે કે "વીહીટીંગટન, લોર્ડ મેયર ઑફ લન્ડન! વીહીટીંગટન, લોર્ડ મેયર ઑફ લન્ડન!" અને કેવું અજાયબ જેવું છે કે એક વખતનો એ મુફલેસ, રખડપતી ભર્યો પોરીઓ, દુન્યાનાં મહાન અને સુપ્રસીદ્ધ લન્ડન શેહેરના અત્યંત મહત્ત્વવાળા લોર્ડ મેયર ના ઓધ્ધા ઉપર આખરે ચહડયોજ, અને એ ઉંચો ઓધ્ધો ત્રણ ત્રણ વાર ભોગવવાને શકિતમાન નિવડયો.

ઝાડો ઉપરથી ફળો જમીન ઉપર તુટી પડતાં લખો ક્રોડો આસામીઓનાં દીઠામાં આવ્યાં હશે, પરંતુ સેંકડો જમાનાઓ દરમ્યાન કોઇને બી એવો ખ્યાલ આવેલો કે એમ કેમ બનતું હશે ? અઇઝેક ન્યુટને એક સફરચંદને તેનાં ઝાડપરથી હેઠે પડતું જોયું, અને પોતાની ચાલાક કલ્પના શકિતનાં બળથી તેણે ગુરૂત્વાકર્ષણનો ભેદ મેળવ્યો.

બન્દુઇ ગાલીચાના આગલા માલેક હસન અને હાલના માલેક અહમદ વચ્ચે જે મોહોટો ફેર હતો તે આ હતો કે અહમદની કલ્પના જયારે અતિસ્ય ચંચળ હતી, ત્યારે હસનની તદન મંદ હતી. દુકાનને રંગ ચુનો કરવાની જરૂર જણાઇ ત્યારે હસને ગાલીચા પાસ એવી ખાહેશ ચાહી કે રંગ ચુનો હાજર કરો, જે ખાહેશ અનુસાર રંગ ચુનો હાજર થતાં, તેણે તથા તેની ફરએ મોહોરદારે તે રંગ ચુનો લઇ પોતીકા હાથોથી દુકાનને રંગી. એમની જગે હસન હતે તો તે એવો હોકમ કરતે કે "દુકાનને રંગોથી દિપતી કરો;" અને તાબડતોબ, પોતાને કશી બી તકલીફ લેવાની જરૂર પડયા વગર, દુકાન આપોઆપ રંગાઇને દિપાયમાન થઇ જતે. તેમજ, પુરતી કલ્પનાની ગેરહાજરીમાં, જર દોલત એકદમ માંગીને એકે તડાકે સદાનો તવંગર બની જવાને બદલે હસને ગાલીચા પાસથી એવું માંગેલું કે તેની દુકાને રોજ ગ્રાહકો આવતાં રહે ને બોહોણી થતી રહે. આથી એના માલનો વધતો ઓછો ઉઠાવ રોજ થતો હતો, પરંતુ તે ચાહતે તો એકદમ તવંગરીની સ્થિતિએ ચહડી જતે તેમ ન

થયું. અહમદનાં મકાનમાંથી ગાલીચો ચોરી જવા તે આવેલો અને તે તેનાં સાંમે પીસ્તોલ ટાંકતો ઉભો ત્યારે ગભરાઇને ગાલીચા ઉપર ઉભો ઉભો એટલુંજ બોલ્યો કે હું ચાહું છું કે આ જગોથી હું એકદમ સહી સલામત છટકી જાઉં, અગર તે એમ બોલ્યો હતે કે ખુદ આ ગાલીચા સમેત મને માહારા ઘરે સહી સલામત પોહોંચાડી દેઓ, તો ગાલીચાની સાથે, કશી પણ અળવળ વગર, તે ઘરે સલામત પોહોંચ્યો હતે, અને એ અમૂલ્યવાન કરામતી વસ્તુનો માલેક પોતે રહેતે.

પણ એનાં કીસમતમાં નહીં, તેથી આવી નાદર, કમયાબ, એજમતી ચીજનો એ પુરો લાભ લઇ શકયો નહિ; અને જેમ કાશીએ કરવત મેલાવવા ગયલા પેલા મોચીએ માંગેલું "મુક બે કરવત, મોચીનો મોચી," તે મીસાલ આવા અદભુત ગાલીચાની માલેકી ધરાવ્યા છતાં હસન દુકાનદારનો દુકાનદારજ અંત તલક રહી ગયો. ચાલાક ઝેનનો અહમદ દેખઇતી રીતે આ સુસ્ત બુદ્ધિના હસન કરતાં આ કરામતી વસ્તુનો માલેક થવા વધુ લાયક હતો. બેશક, બેશક.

તરેહવાર પકવાનો તથા મિષ્ટાનોના નવાલાઓ ઉછાળ્યા બાદ, અહમદ પેલા રેશમી ગાદી તકીયાઓ ઉપર નિરાંતે લેટયો, અને ગાલીચા પર પગો રાખી બોલ્યો કે માહારી સ્મોકીંગ પાઇપ, તૈયાર ભરેલી ને સળગાવેલી માહારા મોહોડામાં મેલો. આ ઇચ્છા અલબત તરત અમલમાં આવી, ને અહમદ ખુશાલ જીગરે બીડી ફુંકતો બેઠો. પછી થોડે વારે તેણે ધાર્યું કે હવે એક માડી નિંદ ખેંચી કાહાડું, તેથી ગાલીચા ઉપર બેઠા બેઠા તેણે ખાહેશ કીધી કે માહારા પલંગ ઉપર હું ખુશ ખુવાબમાં ગીરફતાર થાઉં.

સહવારે ખુશ નિંદમાંથી જાગૃત થતાં અહમદે રાબેતા મુજબ અંગોળ કરી લીધું, પછી નાશતાને ઇનસાફ આપ્યો.

જયારે અહમદને હૈયે એવી એકસોને એક ટકા ખાતરી થઇ કે તેની જે પણ ખાહેશ, ગમે એવી ઇચ્છા, ચાહે તેવી માંગણી હશે તે તાબડતોબ, કશી ખેંચતાણ વગર, જરાય ઘોંચ્રાટ વીનાં, ચપોચપ અમલમાં આવવાનીજ, ત્યારે તેની ચંચળ કલ્પના શકિતએ તેને એક લોભી કુદકો મારવાને ઉશકેર્યો. આ બરકતી ગાલીચાના પ્રતાપથી કાંય નહિ એ સારી પૃથ્વી ઉપરની સૌથી સરસમાં સરસ અબળાની સાથે શાદીથી જોડાય? તે ઓરત જેવી રૂપમાં અનોપમ ને ઉત્તમ, તેવીજ ગુણ ને ખુબીમાં બીનહરીફ, કુળની ઉંચ, અકલમાં ઉમદા, પુખ્ત કેળવણીવાળી, તથા નેક ને હિમત ધરાવનારી હોવી

જોઇએ. આવી દીલપઝીર, મનહર ઓરત તેને મલે તો અહમદ જેવો કોણ સુખ્યારો ? આવી સકળગુણસંપન્ન, બત્રીસ લક્ષણી, ઓરત માટે તેણે જેવી ખાહેશ કીધી, કે તેના અસંત ઓચંબા વચ્ચે પૂર્ણિમાના ચંદ્ર સમાન તેજ-વંતિ, સર્વના દરખ્ત જેવી સીદ્ધી, પરી સમાન રૂપવંતિ કુમારિકા તેની સાંમે ખડી થઇ. તેણીએ સુંદર સાટીનનાં વસ્ત્ર પેહેરેલાં હતાં, શીર ઉપર રત્ન-જડિટ મુગટ હતો, તથા મોહોડાં ઉપર સુફેદ બારીક કુમાસનો બુરખો નાંખેલો હતો. જાણે પોતીકી શાદીને માટે તૈયાર થઇ રહેલી હોય એવી રીતનો તેનો સણગાર હતો.

સુંદર, આસમાની ચશ્મોથી તે અજાયબી સાથ આસપાસ જોવા લાગી; અને ઝીણા, મીઠા સ્વરથી તેણીએ પુછ્યું "હું કયાં છું ? રે આ શું થઇ ગયું છે ?"

અહમદ એકદમ ઉભો થયો, અને વિવેકથી એકદમ જવાબ આપ્યો, "બાનુ તમે અકળાશો નહિ. તમે પોતાને સલામત સહમજ્જો."

"પણ હવડાં હું છેઉં કર્યાં ?" તેણીએ સવાલ કીધો.

"શેહેરે દમાસકસમાં અહમદ બીન અબ્દલ્લાના ઘરમાં." અહમદે ઉત્તર આપ્યો.

તેણીની નાજુક આંખોમાં હવે પાણી ભરાઇ આવેલાં જણાયાં, અને તેણીએ ગદગદ કંઠે પુછ્યું "હું અહીં શી રવેશે આવી ?"

"હું તમને અહીં લાવ્યો ?" અહમદ બોલ્યો.

"ત—અ—મે ?" ઓચંબો પામીને તેણીએ સવાલ કીધો.

"હા, બાનુ, હું," અહમદે ડોકી હીળવી જવાબ આપ્યો.

"હું તમુને ઓળખું છું ?" ધીમે સાદે તેણીએ પુછ્યું.

"નહિ. માહારૂં નામ અહમદ બીન અબ્દલ્લા છે. આપનું નામ ?"

"રમીના શેહેરના અનવર પાશાની બેટી જેહાનુન્નીસા હું છું. આજ રોજે એલેપ્પોના અમીર હુમાયુન પાશા સાથે માહારી શાદી થવાની હતી, માહારી દાસી માહારાં મોહોડાં ઉપર બુરખો ઓઢાડતી હતી, તેટલાં કોણ જાણે શું થયું કે બેશુદ્ધિમાં હોઉં તેવી કાંઇક મને લાગણી થઇ. મગર ખરેખર શું બન્યું તેનું મને કશું ભાન નથી; અને હું મને હ્યાં જોઉં છું. કેટલો વખત થયા હું અહીં આવેલી છું ? મને અહીં કોણ લઇ આવ્યું ? અને શા માટે ?"

તેણીના આ પ્રશ્નોનો ઉત્તર વાળવાને બદલે અહમદે ઉલટો તેણીનેજ સવાલ કીધો. "બાનુ, બોલો શું તમો પાશા હુમાયુનને ખરાં જીગરથી ચાહો છો ?"

"આ તમારા સવાલનો જવાબ આપું તોજ શું તમો માહારા પુછેલા સવાલોના જવાબ આપશો ? " તે બોલી.

" નેક બાનુ, માહારા સવાલનો આપ ઉત્તર આપશો તો તે હું એક નવાજેશ ગણીશ."

"અમારાં સર્વે ઓળખીતાંઓને સારી રવેશે રોશન છે કે હુમાયુન પર માહારો જરા પણ પ્યાર નથી, અને કોઇ કાળે બી હું એને ચાહી શકીશ નહિ. મગર માહારાં માબાપે બોહોંસ કરીને જબરદસ્તીથી માહારી સગાઇ એ પાશા સાથે ગોઠવી છે. હુમાયુન જેવા શખ્સ સાથે પરણવાના કરતાં ઘરબાર ત્યાગી નાહાસી જવાનું હું માહારાં મન સાથે વિચાર કરતી હતી; અને એ મુજબ શું હું નાહાસી આવીને આ મકાનમાં ભરાઇ છું ? ઓ ભલા મર્દ ! મને કહો કે શી તરેહથી હું અહીં આવી ?"

"બાનુ, તમે પોતાની મેળે, પોતાના વિચારથી, સ્વઇચ્છાથી નાહાસીને અત્રે નથી આવેલાં. હું તમોને તમારા મેહેલમાંથી અહીં ઉંચકાવી લાવ્યો છું. હુમાયુન પાશા તમારી ત્યાં રાહ જોતો હશે. ઓ નેકબખ્ત, નવજુવાન નાર, તમો ખાતરીથી કહો છો કે તમો એ પાશા સાથે શાદીથી જોડાવા સદંતર નાખુશ છેઓ ?"

" સદંતર, સદંતર," તે બોલી.

"ત્યારે હું એવી ઇચ્છા કરૂં છુ" અહમદ ગાલીચા ઉપર ઉભો રહીને બોલ્યો " કે તમુને ગેરહાજર જોઇને ચીડમાં ને ચીડમાં તે તમારી એકુ સાહેલી સાથે નેકા કરી નાખે. તમારી સાહેલીઓ કેટલી છે ?"

"જી, ચાર. તેમાંની એક યાસ્મનણનું મન એ તવંગર પાશા સાથે પરણવાનું ઘણું હતું."

"ત્યારે હું ઇચ્છું છું કે હુમાયુન આસ્માનણ સાથે તરત પરણી જાય. હવે એ પાશા એ પ્રમાણે ગોઠવાઇ ગયો. તેથી એને વીશે તમોએ હવે કશી કાળજી, ફિકર કરવી નહિ " અહમદે કહ્યું.

"તે કેવી રીતે ? તમે ઇચ્છયું કે હુમાયુન યાસ્મનણ વેરે લગ્ન કરી નાખે તો તેથીજ શું એ બેઉ પરણી જશે ? ફકત તમારી ઇચ્છાનાં જોરે ?"

"હા બાનુ, કંઇ એમ છે ખરૂં. જે પણ માહારી ઇચ્છા થાય તે તાબ-ડતોબ અમલમાં આવવાની."

"જો બધું એવી રીતે તમારી મરજી મુજબનું તાત્કાળિક થઇ જતું હોય તો તમો ખરા સુખી પુરૂષ હશો," તે કુમારીકા બોલી.

"હા, હું ખરો સુખી પુરૂષ થવા માગું છું, અને જો તમો ચાહો તો તમો પણ સુખી થશો."

"તે શી રીતે ?"

"જે હું સવાલ પુછું તેનો સત્ય જવાબ આપજો."

"હું સદા સસજ બોલું છું."

"ત્યારે બહુ સારૂં. મને કહો કે હુમાયુન સાથે તમુને પરણાવાની તમારા માતપિતા શા કારણસર ફરજ પાડતાં હતાં ?" અહમદે સવાલ કીધો.

તે બોલી "માહારા માનવંત પિતા એક જાણીતા ખાનદાનના અમીર છે. પણ હમારૂં કુટુંબ મોહોટું હોવાથી અને ખાનદાની નામ મુજબ ચાલુ મોહોટા ખર્ચ રાખવાથી એઓને કરજ થઇ ગયું છે. હુમાયુન જે દોલતમંદ છે, તેણે માહારા બાવાજીને કહ્યું કે જો માહારી સાથે તમારી દીકરીની સગાઇ કરી આપો તો તમારૂં તમામ કરજ હું ભરપાઇ કરી આપું."

"મગર તમે તો એના સાથે શાદીથી જોડાવા નાખુશ છેઓની !"

"બેશક. એ દોલતમંદ છે તેથી શું થયું ? ઉમરે બુઢો, દેખાવે બદસુરત અને એઓનો ભરેલો એ છે, તો કઇ રવેશે હું એને ચાહી શકું ?"

"ત્યારે શું તમો તમારો પ્યાર કોઇ બીજાને આપી ચુકયાં છો ?"

"નહિ" શરમાઇને જેહાનુન્નીસાએ જવાબ આપ્યો.

"બાનુ, તમે ધારો છો કે હું દેખાવળો છું ? મને તમારો ખરો જવાબ આપો."

નિર્દોષતાથી તે નેકઝાદ કુમારિકાએ જણાવ્યું, "હા."

"તમુને એવું લાગે છે કે તમે મને ચાહી શકશો ?" અહમદે બીજો હિમતવાળો સવાલ કીધો.

ફરી નિર્દોષ મનથી તેણીએ જવાબ આપ્યો, "હા."

"ઓ બખ્તાવર તાલેની નેક બાનુ ! તમુને દેખતાંને વાર માહારૂં દીલ તમારી તરફ આકર્ષાઇ રહ્યું છે. હું તમુને માહારાં તમામ જીગર જાનથી ચાહું છું. પાશા હુમાયુન કરતાં હું અધીક તાલેવંત, અને અધીક બળ-વાન, છું. બોલો, બાનુ, તમે માહારી સાથે પરણવા રાજી છો ?"

તે બોલી કુમારીકા હસી પડી ને બોલી "ભાઇ, તમો માહારી મજાખ કરો છો ?"

ગંભીરતાથી અહમદે ઉત્તર આપ્યો "બેગમ જહાનુન્નીસા, હું કહું છું તે સત્ય માનજો કે તમારી શાદીના પવિત્ર ગાંઠથી જોડાવા વાસ્તેજ હું તમુને આ જગોએ ઉપડાવી લાવ્યો છું."

એક પળ તે વિચારમાં ઉભી. "એમ કેવી રીતે બને ? મને બીલકુલ સમજણુ નથી પડતી. વાસ્તે મને સમજ પડે તેવી રીતે બોલો," તેણીએ કહ્યું.

"કોઇ દાહડે તમોએ જીન પરીયાંઓની વાર્તાઓ વાંચીછે, બાનું ?"

"અલબત. ૧૦૦૧ રાતવાળી અરેબ્યન વાર્તાઓ ઘણી હોંસથી મેં વાંચી છે, અને એ ઉપરાંત માહારી દાસી હલીમા છે તે તરેહવાર બીજી વાતો માહારાં બચપણમાં મને કહી સંભળાવતી હતી."

"ઠીક ત્યારે, આ પણ એક જીન પરીયાંના કીસ્સા જેવો કીસ્સો છે; જે પણ હું ચાહું, જેની પણ હું ખાહેશ કરૂં, તે પ્રમાણે તાબડતોબ અમલ થાય એવો હું શકિતવાન છું. તમે જે પણ માગો તે વગર ઢીલે હું હાજર કરાવી શકું છું. માગો તમને હવડાં શું જોઇએ છે, બોલો !"

"વિલાયતી ચોકોલેટ."

"કેવી?"

"ક્રીમ ચોકોલેટ, વેનીલાના મખવાસની."

"સરસમાં સરસ વેનીલા ક્રીમ ચોકોલેટ હાજર કરો," એવો હોકમ જેવો અહમદે ગાલીચાને કીધો, કે જેહાનુન્નીસાના મોહોટા ઓચંબા વચે મઘમઘતી ચોકોલેટથી ચીકાર ઉભરાતી એક સોનાની થાળી ત્યાં આવી પડી.

કેઇ અબળાને ક્રીમ ચોકોલેટ નહિ ભાવે ? જેહાનુન્નીસાએ થાળીમાંથી સ્વાદિષ્ટ ચોકોલેટો ઉપાડી, ખાવા માંડી, મગર હજી તે એમ સમજેછે કે આ બધું એ સ્વપ્નું જોય છે; તેથી તે બબડી, "યા કરીમે કારસાઝ ! હું કેવું ઇચ્છું છું કે આ માહારૂં દીલખુશ સ્વપ્નું હજુ લંબાય ! આ પળે હું કેટલી સુખી છું ! મગર ઉંઘમાંથી જેવી બીદાર થઇશ કે પેલા બદસુરત હુમાયુન સાથે મને બધાં પરણાવી દેશે. યા અલ્લાહ ! આ સુંદર, દીલ બેહેલાવનાર, ખોવાબ તું હજી લંબાવ ?"

"બાનુ, હું કહું છું તે માનો કે તમે બીલકુલ જાગૃતાવસ્થામાં છેઓ. જરાબી ઉંઘમાં નથી. જે બનાવો બનંતા તમારી સામે તમો જુઓછો તે તમામ ખરા છે. એ બાબતમાં હું તમારી વધારે ખાત્રી કેઇ તરેહથી કરી શકું?" અહમદે ચિંતાતુર બની પુછ્યું.

" જે જે હું હાલમાં જોઉં છું તે કલ્પિત નથી ? "

".જરાબી નહિ. વારૂ તમે મને કહો, ઓ જવાન બાનુ, કે જે જે હાલ તમારી નજર સન્મુખ બનતું જાય છે તે જો ખરૂં હોય, તથા તમે હાલ તદ્દન સજાગૃત હોવો ને નિંદ્રાવશ નહિ, અને વળી જો હુમાયુન પાશા કોઇ બીજી સ્ત્રી સાથે નેકા કરી ચૂક્યો હોય, તો તમે તમારો પ્યારો હાથ મને શાદીમાં બક્ષશો?"

"હા, અરે હા." શરમથી લાલ બની જેહાનુન્નીસા બોલી. તેણીની આસમાની ચક્ષ્મો ચમકવા લાગી, અને તેણીના ગાલાબી રૂખસારા ઓર ગાલાબી બન્યા.

"તમે ખાલી સ્વપ્નું નથી જોતાં, તેની વધુ પક્કી ખાત્રી કરવી હોય તો, બાનુ જેહાનુન્નીસા, માહારાં પાસાંમાં આવી મને એક મીઠી કીસ કરો," પક્કો અહમદ બોલ્યો; અને તે ભોલી કુમારીકાએ તેની નજદીક જઇ હેતથી તેને બોકી લીધી. હવે અહમદ ઘણા વહાલ સાથે તે ખુબસુરત કન્યાને હૈયામાં ચાંપી ને કોટી કરવા જતો હતો, તેટલાં એવો એતેફાક બન્યો કે તેજ ઘડીએ અહમદનો નોકર અમીન જે ઓરડામાં અહમદ હતો તે તરફથી પસાર થતો હતો, અને પોતાના શેઠને કોઇની સંગાથ વાત કરતો સાંભળીને ઠસ થઇને ઉભો રહયો અને વિચારમાં પડયો કે ઘરના દરવાજામાંથી કોઇ પણ આદમી આજે અંદર આવ્યું નથી ત્યારે કોણની સાથે શેઠ વાત કરે છે. ઓરડાનું બારણું બંધ હતું. મગર અમીન બંદો સ્વભાવનો ચટપટિયો તેથી બારણાનાં નાકાંમાંથી અંદરનો મેહેમાર જોવા લાગ્યો, અને તેમ કરતાં બારણાને અચાનક આંચકો લાગતાં તે ઉઘડી ગયું અને અમીને અંદર ગબડયું ખાધું.

અહમદ જે આએજ પળે જેહાનુન્નીસાને પોતાનાં પ્યાર ભર્યાં હૈયામાં લેવા જતો હતો, તે પોતાના નોકરની આ બેઅદબ વર્તણુકથી ચિરડાઇ જઇ વગર વિચારે બોલી ઉઠયો "હું ચાહુંછું, ઓ આદમી, કે તું માનવીની સુરત છોડી કાળો બીલાડો બને."

અફસોસ, ગરીબ ચટપટયો અમીન તેજ ઘડીએ કાળો બીલાડો બની ગયો, અને મીઆઉં, મીઆઉંના શોકાતુર આવાજ કરતો ત્યાંથી નીકળી રસ્તા પર જઇ પડયો.

અહમદે જેહાનુન્નીસાને હેતથી પુછયું "વાહાલી, હવે તું શું ચાહે છે?"

તેણીએ ઉત્તર આપ્યો કે મહારાં માતા પિતા માહારી ગેરહાજરીથી મુઝાતાં હશે, વાસ્તે એવું કર કે હમારી સ્મીર્નાની હવેલીની અગાસી ઉપર આપણે જઇ ઉભાં રહીએ.

"તાહારી એ ખાહેશ હું બજા લાવીશ. પરંતુ તે પેહેલાં હું ચાહું છું કે માહારી પાસ ૫૦૦૦ સોનાની અશરફીઓ આવી પડે, તથા દમાસકસ શેહેરના પંકાયલા અને તદન ઇમાનદાર પાંચ શરાફી સોદાગરોને ત્યાં દરેક ખાતાંમાં માહારે નામે પચીસ, પચીસ લાખ સોના મોહોરો જમે થાય. વિષેશમાં એ ઇચ્છું છું કે એ માહારી દોલતમાં કદી ખુટકો પડે નહિ અને કદાપિ કોઇ સંજોગથી આએ ગાલીચો માહારી પાસેથી ગુમ પણ થાય તો બી દોલતને કશી હરકત પુગે નહિ"

આ કીમતી માગણીથી અહમદ તમામ પૃથ્વિ પર સૌથી જરદાર પુરૂષ બન્યો. વળી તેણે વધુ ઇચ્છા એ કીધી, કે તે તથા રૂપવંતિ જેહાનુન્નીસા, જાદુઇ ગાલીચાની સાથે, એકદમ તેણીના બાપ અનવર બેનાં મકાનની અગાસી ઉપર જઇ પોહોંચે, અને તેણીનાં માય બાપ અહમદને જોતાં સમેત તેના ઉપર ફીદા થઇ જાય.

આંખના એક પળકારામાં બન્ને જન ગાલીચાની સાથે સુંદર સ્મીર્ના શેહેરમાં અનવર બેની હવેલીની અગાસી ઉપર જઇ લાગ્યાં. અહમદે ચાહ્યું કે એક હેન્ડબૅગ આવે, જે આવતાં તેણે ગાલીચાને ઘડી વાળી અંદર મુકયો; અને બૅગ હાથમાં રાખી, જહાનુન્નીસાનાં માત પિતાને મળવા તેઓએ અંદરના ઓરડાઓમાં ચાલવા માડયું.

જયારે અનવર બે અને તેની મોહોરદારે પોતાની પ્યારી પુત્રીને સલામત જોઇ ત્યારે તેઓ બેહદ ખુશી થયાં. જહાનુન્નીસાએ અહમદ અબદલ્લાની પોતાનાં માત તાત સાથે પીછાણ કરાવી, અને તેઓ તેને જોઇને બહુ મગ્ન થયાં.

અનવર બેના આગ્રહથી અહમદ તે દાહાડે તેઓને બંગલે રહયો. રાતના બીછાણે જવા પછી તેણે બૅગમાંથી ગાલીચો ખેંચી કાહાડયો, અને તેના ઉપર ઉભા થઇ ખાહેશ કીધી કે " અએ ગાલીચાના ગોલામો, માહારા વાસ્તે પડોસમાંની જગો ઉપર સુંદર બાંધણીનો, ઉત્તમ નકશીનો, કુશાદે, સઘળાં જોઇતાં રાચરચીલાં, ફરનીચર, અને સગવડો સાથનો એક મહેલ રાતોરાત ઉભો કરો, તથા તેમાં ભાત ભાતનાં ફળ ફુલ્નોવાળાં ઝાંડો સાથનો બાગ બનાવો."

અહમદની આ ખાહેશ બોલેબોલ બજાવવામાં આવી.

વળતે દિવસે અનવર બે અને તેની ધણયાણીની સંમતિ તથા આશિષો સાથ, અહમદ બીન અબદુલ્લા ચેહરેનમુન, નેકખસલત, નેકઝાદ જહાનુન્નીસા બેગમ સાથે શાદીના પવિત્ર ગાંઠથી જોડાયો.

ગાલીચા ઉપર ઉભા રહી ઠાવકા અહમદે ચાહ્યું કે તેનો અને જહાનુન્નીસાનો પ્રેમ વગર અચકવે કાયમ રહે, તેઓના પ્રેમ વચ્ચે કશી રીતનો કશો બી અંતર કભી આવે નહિ, કોઇ બી દુશમન કભી બી તેમની અદાવત, અદેખાઇ, નિંદા કરે નહિ, જહાનુન્નીસાની અનુપમ ખુબસુરતી સદા જળવાયલી રહે, અને બન્ને જણ પોતાની જીંદગાંનીની છેલ્લી પળ સુધી સંપૂર્ણ સુખ અને આરોગ્યતા ભોગવતાં રહી અમનચમનમાં કાળ નિર્ગમન કરતાં રહે, તથા તેઓને ત્યાં સુંદર ચેહેરેનાં, હોસ્યાર, ચાલાક ઝેનનાં ફરઝંદો અવતરે, જેઓ ધર્મિષ્ટ તથા માબાપ તરફ સદા ચાહ ને માન ધરાવતાં રહે.

પોતાના માટે તથા પોતાની પ્યારી પરણેતર માટે આથી તે શું વધારે ભલી દુઆ અહમદ માગે ?

ગાલીચા ઉપર બેઠો બેઠો તે ગૌર કરવા લાગ્યો કે જ્યાં જ્યાં હું જાઉં ત્યાં ત્યાં એ ગાલીચાને મારી સાથેનો સાથે કેઇ રીતે રાખી શકું ?

“અહા, અહા ! એ જો હજુ નાહના કદનો હતે તો કેવું સારૂં !” તે બબડયો. તુરતજ ગાલીચો સંકોચાઇને થોડો નાહાનો થયો. એ જોઇ અહમદ બોલ્યો “મહારી જુટીના ડબલ કદ જેટલો બની જા.” તેજ પળે ગાલીચો વધારે સંકોચાઇ માગેલાં કદનો થયો.

“મને એક કાતર જોઇએ છે.” તે બબડયો; અને તરત એક કાતર હાજર થઇ.

અહમદને એવો વિચાર સુઝયો હતો કે ગાલીચાના બે ટુકડા કરી એકેક ટુકડો એકકી જુટીમાં જો ખોસી રાખ્યો હોય તો આખો વખત તે એના પગોની હેઠે રહેશે.

કાતર વડે તે પુરાણા ગાલીચાને કાપીને તેના બે ટુકડા તે કરવા લાગ્યો. તેજ ઘડી એક ચિચ્યારી સંભળાઇ. જેમ જેમ તે કાતર ચલાવતો ગયો તેમ તેમ ચિચ્યારીઓ ચાલુ વધતી ગઇ. અહમદ ગભરાયો, તેના હાથમાંથી કાતર સરી પડી. એ કકળાટ ને ચિચ્યારીઓ કરનાર કોણ છે તે જોવા તેણે આજુબાજુ નજર કીધી. પણ એક કાળું કુતરૂં વટીક નજરે પડયું નહિ. પોતાના સિવાય ત્યાં કોઇને તેણે જોયો નહિ, ત્યારે તેને અકળામણ થવા લાગી. કતરાયલા ગાલીચા ઉપર ઉભો થઇ તેણે સવાલ કીધો કે આવા કકલાટનો કરનાર કોણ છે ? મગર એનો સવાલ બેજવાબ રહયો.

“હું ચાહું છું, ગાલીચા, કે તું પાછો પોહોળો થા” અહમદ બોલ્યો. મગર ગાલીચામાં કશો ફેરફાર થયો નહિ.

"ગાલીચાના ગોલામો ! માહારા માટે શરબતનું પ્યાલું હાજર કરો," તેણે હોકમ કીધો; મગર એ હોકમ ઉપર કશો અમલ થયો નહિ.

અહમદને હવે કાંઇ ભાન આવ્યું. ગાલીચાને કાતરથી કાપવાથી તેની એજમતી શકિત ગુમ થઇ ગઇ હતી. તેનો કરામતી ગુણ ખલાસ થયો હતો.

એ પુરાણા, સુલેમાની તલેસમવાળા ગાલીચાને અહમદના બંગલામાં એક કબાટના ખાણામાં હજી જાળવી રાખ્યો છે. મગર તેની અદભુત જાદુઇ શકિત સદાને માટે નાશ પામી છે.

હાવકા અહમદે એટલું ઠીક કરી લીધું હતું કે આગમજથી મોહોટી દોલત તથા સંપૂર્ણ સુખ માગી લીધાં હતાં.

વળી એ કેવો ભાગ્યશાળી કે પરીઓની સુંદરતાને વિસરાવે એવાં રૂપવાળી તથા તમામ ઉમદા ગુણોવાળી જહાનુન્નીસા બેગમ જેવી અનુપમ ઓરતનો એ ભરથાર થયો હતો.

યા અલ્લાહ ! દમાસકસના અહમદ બીન અબદલ્લા મીસાલનો ખરો ભાગ્યવાન પુરૂષ બીજો કોણ થઇ ગયો હશે ?

જુઓ જાદુઇ ફાનસનો શો ચમત્કાર,
કે પામ્યો અલાદીન તેથી ધન અપાર,
ને શાહજાદી ચીન દેશની બદરૂલબદર,
પરણ્યો તે જુવાન પ્રતાપવંતો નર.
તેમ જાદુઇ ગાલીચાની એવી બરકત,
કે અહમદે મેળવ્યાં મેહેલ ને દોલત,
તથા જહાનુન્નીસાનો જીતીને પ્યાર,
ભોગવ્યાં જીવ્યો ત્યાં તક સુખ અપરંપાર.

---

# નકશીનું બારણું.

---

## (એક જુવાન જોડાંની ગરીબાઇની કાહાણી.)

" કેટેરીના, હું કેવો બેવકુફ કે જે વખતે પૈસાની ખરેખરી અગત, જ્યારે તું એક માતા થવાની નજદીકની ઉમેદમાં, તેવે વખતે નોકરી ચાકરી વગર હું રવડતા હાલે પૂગ્યો છું. અફસોસ ! " નિશ્વાસો નાખીને હેન્સ બોલ્યો.

"વહાલા હેન્સ, એમાં તારો શું વાંક ?" હેન્સની નાજુક પણ નિર્દોષ ને સંતોષી સ્ત્રી કેટેરીના દીલાસો આપી બોલી, "હાલના વખતમાં કોઇ પણ નોકરી કેડે ખાલી નહિ હોય તો તેમાં તાહારો શું ચારો ?"

હંગરીનાં એક નાહાનાં ગામમાં એક નાનકડાં પણ સ્વચ્છ, સફાઇવાળાં કૉટેજમાં હેન્સ અને કેટેરીનાનું હેતવંતુ જોડું અસલ વસતું હતું, પણ થોડુંક થયું એઓ લંડનમાં આવી રહ્યાં હતાં, એવી ઉમેદથી કે એક ટુક વસ્તીવાળાં નાહાનાં હંગેરીઅન ગામ કરતાં ધંધા ધાપા ને વેપાર વણજથી ધીકી રહેલાં, બોહોળી વસ્તીવાળાં, મશહુર લંડનમાં હેન્સ પોતાની હોશ્યારી તથા કળાને લીધે ઘણો સારી રીતે કમાતો થશે અને ટુક વખતમાં જરદાર બનશે.

જુવાન જીવને હોય છે ઉમેદો ઘણી
કે બન્યે માલ મીલકત, ને ધનનાં ધણી.
પણ કીસમતની કહાણીના તરેહવાર પાઠ
શિખે છે અંતે કડવા અનુભવ સાથ.

સારી રીતે પોતાનો ખર્ચ નીકળી શકે એટલે સુધીની કમાણીનાં કામ રોજગાર હેન્સને પહેલાં પહેલાં લંડનમાં મળ્યાં કીધાં. અલબત પોતાનાં આગળાં સુખવાસી હંગેરીયન ગામડાંની પાહાડી, સુકી, તાજી આબોહવા, તથા ત્યાનાં ફળફુલોવાળાં રળીઆમણાં ખેતરો, આએ ગંજાવર વસ્તીવાળાં લંડનમાં હેન્સ અને કેટેરીનાને કયાંથી મળે, અને તે ખુટ એ જુવાન જીવોને રોજ રોજ જણાયા વિના કેમ રહે ? છતાં સુખ, સંતોષ સાથે એ જોડું લંડનમાં હવડાં સુધી પોતાનો કાળ ગુજારી રહ્યું હતું. પરંતુ હવે મામલો બારીક થતો ચાલ્યો.

એક રોજ ધીમાં પડી ગયલાં કદમે અને ગંભીર ચેહેરે હેન્સ કામ પરથી ઘરે આવ્યો. કેટરીના દરવાજા પર તેને ભેટવા દોડી, અને સવાલ પુછતી હોય તેવી ઢબે આતુર આંખોથી તેના શોકાતુર મોંહોડાં તરફ જોયું. "કેટરીના," તે બોલ્યો, "આજે માહારા હાથમાંનું કામ પુરું થયું છે, અને આજથી હું કામ વગરનો બેકાર છું." પરંતુ પોતાની સ્ત્રીને ધીરજ આપવા સારૂં તેણે ઉમેર્યું "પણ ફિકર નહિ. નવું કામ મેળવવાની હું તજવીજમાં છું, અને મળશેજ."

મગર અફસોસ કે એની તજવીજ દિવસોના દિવસો વેર લંબાયા છતાં કશો કામ ધંધાનો પતો લાગ્યો નહિ. કામની ખોળમાં ત્યાં, ત્યાં, બધે-બધ એણે ફાંફાં મારવામાં કશી કચાસ રાખી નહિ. ગમે એટલો નાનો રોજ બી કબુલ કરવા તે તૈયાર હતો. તેમ ગમે એટલું અઘરૂં કે કફોડું કામ પણ ઉપાડી લેવા તત્પર હતો. દિવસોનાં અઠવાડિયાં થયાં, અઠવાડિયાંઓ જઇ મહિનાઓ થયા, પણ અભાગ્યો હેન્સ કામ રોજગારથી બેનસીબ રહયો. બધી ગમથી એને એકને એક રઢણુપાતળાનો જવાબ મળતો કે હાલમાં કશી ફાલતુ નોકરી કે કામ નથી. વેપારની ભારી મંદીના સબબે હાલમાં એવો વખત હતો કે ઓફીસોમાં, કારખાનાંઓમાં, વિગેરે, બધેબધ કામદારોની સંખ્યામાં મજબુત ઘટાડો કરવામાં આવતો હતો. કામ થોડાં, કામદારોની સંખ્યા વધી પડેલી, અને બધે બેકારીના પુકાર. જ્યારે ખુદ જુના કામદારોની સંખ્યા પર બધેબધ કાપ પડતો હતો, ત્યારે કેઠે બી કોઇ નવા આદમીને રાખવાનું બનેજ નહિ.

રોજ બ રોજ આવો નિરાશી ભરેલો મામલો ચાલુ રહયો. આખરે હેન્સની ધીરજ ખુટી. તે સદંતર નાસીપાસ થઇ ગયો. અને હવે તો કામ મેળવવાની શોધમાં નીકળવાનું બી એણે માંડી વાળ્યું, ને ઘરમાં કલાકોના કલાકો સુધી માથે હાથ દઇ ખુરસી ઉપર ઝુરતો, ઝુંફતો બેસી રહેતો.

ગરીબ કેટરીના પોતાના ખાવીંદની આવી નાસીપાસી કેમ દેખી શકે? તેના ધણીનો આ ચાલુ ઝુરાપો, બળાપો જોતાં જોતાં તેનું કોમળ જીગર બળવા જળવા લાગ્યું.

"વ્હાલા હેન્સ, તું એમ તદન નાસીપાસ બની હિંમત સદંતર ના છોડી દે. બેસી બેસીને, પ્યારા, તું એમ ના ઝુર, ના હારી ખા. એ બી દહાડા વહી જશે. ફરીથી તને સારી જેવી નોકરી મળશે, અને સુખના દહાડા આપણે ફરી વેહેલાં જોઇશું. ધીરજ ધર, વ્હાલા, ધીરજ ધર," આવા

દીલાસાના સખુનોથી તે ભલી ઓરત હેન્સની નાસીપાસી દુર કરવાની તજવીજ કરતી.

"મારૂં બનતું હું કરી ચુકયો. હવે બીજું હું શું કરી શકું ?" હાથો-માંથી ડોકું ઉંચકી હેન્સે ખોખડે અવાજે કેટેરીનાને સવાલ કીધો.

"હેન્સ, ઝુરાપો છોડી દે, બહારની કંઇ નોકરી નથી મળતી તો ખેર. ઘરમાં કંઇ ઉદ્યમ કર, ને તેમાં ધ્યાન રોક. આપણા હંગેરીઅન ગામમાં જ્યારે અતિશય બરફ પડતો અને ઘરમાંથી બહાર નીકળી શકાતું નહિ હતું ને અંદર ઘેરાઇ રહેવું પડતું હતું, ત્યારે તું કંઇ ને કંઇ નકશીનું કોતરકામ કરતો હતો, અને આળસુ બેસી નહિ રહેતો હતો. માટે ઉઠ વ્હાલા, ને નકશી કરવાના તાહારાં હથ્યાર ગોટી કાહાડી, નકશીનાં કામ પર તાહારૂં મન રોક."

"નકશી કોતરૂં ? શાના પર ?" હેન્સે પુછ્યું.

કંઇ બી કામ વગર હેન્સ દિવસો સુધી ઘરમાં સુસ્ત પડી રહે ને ઝુર્યા કરે તે ઠીક નહિ. માટીડો ઉદ્યોગી ભલો. વગર કામે, વગર ઉદ્યમે, માટીડો શાન, સલુખ વગારનો, કફોડા સ્વભાવનો, પાજી, બની જાય છે, યા તો ઝુરી ઝુંરીને સાવજ બને છે. માટીડો કામને માટેજ સરજાયલો છે. નિરૂદ્યોગી-પણુંથી એક ચાળાક, ચબરાક માણુસની ચાલાકી, ચબરાકી પણ વખત જતાં ગુમ થાય છે. તેનું મગજ કટાઇ જાય છે. માટે હેન્સનું મન કશાં પણ કામમાં રોકાવુંજ જોઇએ. એમ સ્યાણી કેટેરીના સમજતી હતી, અને તેથી કરી નકશીનું કોતરકામ જે હેન્સ જાણુતો હતો અને અગાઉ હંગરીમાં બે ઘડી ગમ્મતને વાસ્તે પોતાની ફુરસદે કોઇ કોઇ વખત કરતો હતો, તે કરવા પર એનું મન લગાડવાને તેણીએ ચાહ્યું. પણુ નકશી શાની પર કરે ? ઓર-ડામાં એમ તેમ નજર કરતાં તેણીનું ધ્યાન બારણાં પર ગયું. એ બારણું સોજાં, મજબુત લાકડાંનું હતું.

"હેન્સ, તાહારાં હથ્યાર લઇ ને આએ ઓરડાનાં બારણાં પર કોતરકામ કર. લાકડું મજબુત છે, અને એનાં પર સરસ નકશીકામ થઇ શકશે." તે બોલી.

હેન્સ, સુસ્ત અને મંદ થઇ ગયલો હેન્સ, પાછો કેટલો વાર હાથોમાં માથું નાંખી દઇ ચુપ પડી રહયો. કેટેરીનાનો પોતાની શાદી વખતનો વાગો હતો તે કાપી કુપીને તેમાંથી તે સ્યાણી સ્ત્રી પોતાનાં નવાં આવનાર બાળક માટે નહાનાં વસ્ત્રો સીવી સાંધીને બનાવતી હતી. તે બચ્ચાંને વાસ્તે એક બી નવું કપડું ખરીદવાનાં થોડા બી પૈસા કાંથી લાવે ?

હાથોમાંથી ડોકું ઉંચકી હેન્સે સવાલ કીધો, "બારણા પર શું કોતરૂં?"

"વ્હાલા, તે હું શું સૂચવું ? જે બી તાહારા મનમાં આવે, જે બી તને મઝેહનું લાગે, તે કોતર," આટલો જવાબ આપી કેટેરીના પાછી સીવવા પડી.

"આપણું પેહેલું બચ્ચું આવવાનું છે તેને વાસ્તે ?"

"હા, હેન્સ," કેટેરીનાએ જવાબ આપ્યો.

નાસીપાસીની જગે હવે કંઇક ઉલટ હેન્સનાં જીગરમાં પેદા થઇ. ઉઠીને પોતાની હથ્યારોની પેટી લઇ આવી, તેમાંથી જોઇનાં ઓજારો એણે બાહાર કાહાડયાં, તેની ધારો તપાસી, અને તે લઇને બારણાં પર નકશી કોતરવા માંડી.

હવે તે રોજ પાછો કામ રોજગાર શોધવા બી બાહાર જતો થયો.

સાત દાહાડામાં નકશી કોતરાઇ પુરી થઇ. મથાળે એક રૂષ્ટપુષ્ટ, ફિરેસ્તાઇ શિકળનું, સુંદર બાળક કોતર્યું હતું, જેના નાહાનકડા હાથોમાંથી સુંદર ખુશનુમા ફુલો વેરાતાં હતાં, જે ફુલોની નકશીથી આખું બારણું શોભી રહ્યું હતું.

આ ઉમદા નકશીકામ કેટેરીનાએ એ ઘડી જોયાજ કીધું. નિર્દોષ ફિરેસ્તારૂપી બચ્ચું જેના હાથમાંથી ફુલો વેરાતાં હતાં તેનો ચેહેરો તેણીને ઘણો ગમ્યો. તે બોલી, "હેન્સ, એકાદ દિવસમાં આપણાં જે બચ્ચાંને હું જન્મ આપીશ તે પણ આવું ગળગોટા જેવું ખોદા કરે ને આવે, તથા તેનાં ચબકતાં પગલાંથી ખોદા કરે ને આપણું દળદરપણું સદાનું મટી જાય. વ્હાલા ભર્થાર, મને લાગે છે કે એ સગનવંતું પનોતું બચ્ચું આપણે વાસ્તે હવે સુખના દાહાડા લેતું આવશે."

કેટેરીનાના આ નિર્દોષ સખુનોથી હેન્સને ઘણો દિલાસો મળ્યો. પોતાના સારા વખતમાં એ લોકોએ જે કંઇ થોડું ઘણું સંગ્રેહલું, બચાવેલું હતું, તેનું હવે તળ્યું આવવા લાગ્યું હતું. ઘણા તંગ હાથથી એઓ પોતાનો રોજીંદો ખાધ ખોરાકીનો ખરચ કરતાં હતાં. એટલી બધી કરકસર કરવાની હવે એ એક વખતનાં સુખી જોડાંને કરવી પડી હતી કે કેટેરીનાની હાલની નાજુક અવસ્થામાં જ્યારે તેણીને ખાસ પુષ્ટિકારક ખોરાકની જરૂર ત્યારે તેવો ખોરાક નહિ મળવાથી તેણીની આંખોમાં ખાડા પડી ગયા હતા. તેમજ જુવાન હેન્સનાં બી હવે હાડકાં નીકળી આવ્યાં હતાં.

કોઇબી સુરતે, ગમે તેમ કરીને બી ઘરનું આવતા મહિનાનું ભાડું એઓએ સાચવી રાખ્યું હતું, કેમકે જો ભાડું અપાય નહિ ને ઘરવાળો

હાલ્લાં બાહાર કહાડાવે તો કેટેરીનાની આવી નાજુક હાલતમાં ઘર વગરનો રખડાટ ખમાય નહિ શકાય. દાહાડો, અર્ધો દાહાડો, પેટે પાટા બાંધીને બી અકર વકરે ભૂખ મરાય; પણ માથાં પર ઘરનું થોભળું તો જોઇએજ.

"વાહાલી, દુધ નહિં પીશે તો તને શકિત કેમ રહેશે? દુધ તો તાહારે પીવુંજ જોઇએ," એમ કહી હેન્સ પેની, અધી પેનીનું દુધ લાવવા ગયો. દુધ લાવીને પાછો ફરતાં તેણે કેટેરીના આગલ કોઇ મરદને ઉભેલો જોયો. આ માણુસ ઘરવાળાનું હતું અને ઘરનું ભાડું ઉઘરાવવા આવ્યો હતો. કેટેરીન એ ભાડું ચૂકવી આપ્યું, જે લઇને તે શખ્સ બાહાર જવા નીકળ્યો તેટલાં તેની નજર પેલાં બારણાં પરનાં કોતર કામ પર પડી.

"એ આએ શું ચેડાં?" તે પોકારી ઉઠયો, "ઓ બુબખ હેન્સ, આએ તાહરૂં કામ કે? આખું બરણું કે.તરી ને પોકળ બનાવી કાહાડયું?"

હેન્સે ડોકું ધુણાવી જવાબ આપ્યો.

"ઓ અપટ, બેવકુફ," તે ઘણી ચીચવાઇને બોલ્યો, "શું તને જરા વિચાર નહિં આવ્યો કે ઘરના માલીકનું બારણું હું બગાડી કેમ નાખું? શું તારા બાપનો માલ હતો કે તાહારા ચવિત્રા હાથ તેના પર ચલાવી તે તમામ પોકળ ને રદ કરી નાખ્યું?"

આવા ટાણાંના બોલો સાંભળી બાપડો હેન્સ હરણ ફાળ થઇ ગયો. અહા! આવી તેની સુંદર કારીગરી, ને તેને વાસ્તે જસને બદલે જુટવાં! હાયરે કીસ્મત!

પાછો તે માણુસ બોલ્યો, "રે બુબખ, એમ ગાંડા આદમીની ફાની ફાટેલા ડોળાએ શું જોયા કરે છે? જેવું હમારૂં બારણું હતું, તેવું બીજું નવું તરત મુકાવી આપ, નહિં તો જાણજે કે તાહારાં હાળ્ળાં બહાર કહડાવીશ. શું સમજ્યો?" આટલું કહી તે ત્યાંથી ગુસ્સામાં જોસબંધ ચાલી ગયો.

"અરે ભાઇ પણ જરા મારૂં તો સાંભળો," એમ બોલતો હેન્સ તેની પૂંઠે રસ્તા વેર ગયો,

"પણ બણુ હું કંઇ જાણુતો નથી. મુગો મુગો બીજું નવું બારણું. મુકી આપ, નહિ તો તહારા હાળ્ળાં ખચીત રખડવાનાં. માહારી બીજી વાત નથી," તે કઠણુ હૈયાના પુરૂષે કહ્યું.

બદબખ્ત હેન્સ નવું બારણું મુકાવવાના પૈસા એ ગરીબડો લાવે કયા ચુલામાંથી. કેટેરીનાભી બાપડી ગભરાઇ ગઇ. મોહોડાં પર પાઉંનો ટુકડો કે દુધનું ટીપું વઠીક મુકવા તેણીને ગમ્યું નહિ.

ભાડું ઉઘરાવનારો પેલો સંગીન દીલનો પુરૂષ હજી દશ કદમ ગયો નહિં હશે, તેડલાંમાં ચાલાક દેખાવનો એક જુવાન્યો તેની પછવાડેથી નીકળી આવ્યો અને બોલ્યો, "બેઅદબી થતી હોયતો માફ કરજો, પણ મને કેહેશો કે પેલા જવાન હંગેરીઅન સાથે હમણાં તમુને શા બાબતની ખટપટ થતી હતી?"

"એમાં તમુને શું લાગેવળગે? અમે ઘરભાડું ઉઘરાવા જઇએ ત્યારે કાઇ ને કોઇ ભાડુત સાથ જરાતરા ખટપટ તો થયા વગર રહેજ નહિ. જે જવાન હંગેરીઅનને તમે હમણાં જોયો તે જોવની કેવો અપટ, મુરખ હશે કે એની કોટડીનું મજેહનું મજબુત સંગીન બારણું હતું તે એના હાથ કંઇ શું ચત્રડી આવેલા કે તમામ કોતરીને પોકળ બનાવી નાખ્યું છે. માટે મેં એને તાકીદ આપી છે કે જો જલદીથી એને બદલે બીજું નવું બારણું એ નહિ મુકાવી આપશે તો એનાં હાબળાં હું બાહાર કહડાવીશ."

"હં! હં!" પેલો જુવાન્યો બોલ્યો, "શા વડે કોતરી કાહાડયું? છરા કોહાડાથી કે? એ કોઇ છાકટ દારૂડીયો હોય એવો તો જણાતો નથી."

"નહિ, નહિં. કોહાડો પાવડો નથી એણે વાપરેલો. એની ધણયાણી બોલતી હતી કે એ લોક જયારે હંગરીમાં હતાં ત્યારે ત્યાં બી એમ એ લાકડાં પર નકશી કોતરતો હતો."

"એમ કે?," પેલો બીજો બોલ્યો, "વારૂ એ હંગેરીઅન કેતરમાં ગાળામાં રહે છે?" ભાડાં ઉઘરાવનારે એંધાણી આપી, બીજી સહવારે તે બેગાનો જુવાન્યો જેનું નામ જેક વૉલટન હતું તેણે હેન્સનાં ઘર ભણી ચાલુ મુકયું. હેન્સ કામની શોધમાં બાહાર જવાનો વિચાર કરે છે તેટલાં તેની ઓરડીનું બારણું થોકાયું. બારણું ખોળતાં વૉલટન પર હેન્સની નજર પડી.

વૉલટને પુછ્યું, "ભાઇ, મેં સાંભળ્યું છે કે તમોએ એક બારણાં પર કંઇ નકશી કામ કીધું છે તે બાબતમાં ભાડાંવાળા સાથે તમુને કાલે કંઇ ખટપટ થઇ, ખરી વાત?"

હેન્સે ડોકું ધુણાવી હાનો જવાબ આપ્યો.

"વારૂ તે બારણું મને દેખાડશો?," પેલાએ પુછ્યું.

આંગળીની અશારતથી દુઃખ્યારા હેન્સે તે બતાવ્યું.

બારીકીથી ઘણીવાર વેર તે બારણું જોઇ જોઇને વૉલટને ફરી સવાલ કીધો; "આ પહેલાં બીજું બી કંઇ નકશીનું કોતર કામ તમે કોઇ વખતે કીધેલું કે?"

હેન્સે ઉત્તર આપ્યો, "હમારા મુલકમાં હું અવારનવાર કંઇ કંઇ નકશીઓ પુરસદને વખતે કોતરતો હતો. જે ગામમાંથી તમ.રાં આએ લનડનમાં હું આવ્યો છું, તે ગામના બધા પોયાંઓને નકશી કરતાં આવડે છે. અને હમે મોહોટા થઇએ ત્યારે નવરાસને વખતે હમારાં ઘેરનાં ફરનીચર પર હમો કંઇ કંઇ નકશીઓ કાહાડયે, તેમજ ઘરનાં નાહાનાં બચ્ચાંઓને વાસ્તે તરેહવાર રમકડાં અને એવી એવી બીજી વસ્તુઓ બી કોતરી આપ્યે."

"હું સહમજ્યો. ભાડાંવાળાને એ તમારૂં નકશી કામ પસંદ નથી પડયું ની?"

"હાજી, આએ કોતર કામ જોઇને એ ઘણો ચીરડાઇ ગયો, ને બોલવા લાગ્યો કે બારણું બધું કોતરાઇને બગડી ગયું છે તથા પોકળ થઇ ગયું છે, તેથી એની જગોએ માહારે બીજું બારણું તાબડતોબ મુકાવી આપવું, નહિ તો એ માહારાં હાંજળાં રખડાવશે, ઘરમાંથી બહાર કહડાવશે"

"અહં! મને તો આએ તમારૂં નકશી કામ ગમે છે. તમુને હું એક નવું બારણું લાવી આપું તો તો તેને બદલે આએ કોતરેલું બારણું તમે મને લઇ જવા દેશો?"

"અરે અલબત, અલબત," હેન્સે તરત જવાબ આપ્યો; અને બીજી થોડી વાતચીત પછી વૉલટને ત્યાંથી રૂખસત લીધી.

"કેટેરીના, પાઉંનો એક ટુક તો મોહોંડા પર મુક. તું કેટલી ભુખી થઇ હશે, પ્યારી! જરા જેટલું દુધ બી તો પી. મને અમણાં કંઇ ખાવાનું જોઇતું નથી. કંઇ લઇ આવીને હું પછીથી ખાઇશ. પણ વહાલી, તાહારે તો હમણાં કંઇ ખાવુંજ જોઇએ," પટાવીને હેન્સે પોતાની પ્યરી સ્રીને કંઇ અન્ન મોહોડાંમાં મુકવા માટે સહમજાવવાની કોશેશ કીધી. પણ તે શ્યાણી ને રાંક અબળા જાણતી હતી કે આટલોજ ખોરાક હવે ઘરમાં હતો, અને જો તેણી તે ખાઇ જાય તો હેન્સને ભુખ્યો રેહેવું પડે. કેમકે હેન્સનાં ખીસામાં હવે એક પેની જેટલુંબી નહિ રહેલી, કે જઇને એક પાઉંનો ટુકડો બી ખરીદી લાવીને ખાય.

બહાર જવા હેન્સે ટોપી પેહેડી. પણ કેટેરીનાએ તેને અટકાવ્યો.

"વહાલા, તું હમણાં બાહાર ના જા. મારી પાસે ઘરમાંજ રહે," તે બોલી, અને હેન્સ થોભ્યો, ને ઘરમાં રહયો.

કેટેરીનાને લાગતું હતું કે તે આજે માતા થશે. આ નાજુક વખતે પાસેની એક દયાળુ સ્રીએ આવીને કેટેરીનાને જોઇતી મદદ આપી, અને કેટેરીનાએ એક સુંદર બેબીને જન્મ આપો.

હેન્સ, કેટેરીના, તથા તેઓનાં આ નવાં અવતરેલાં બાળ માટે ખરો કટોકટીનો આ વખત હતો. જ્યારે ઘરમાં એક ફુટી બદામ નહિ, દુધ ખોરાક જેવી કશી વસ્તુ નહિ, ભુખમરો ડોળા ઘુરકતો ઉભેલો, ત્યારે, તેરી વેળાએ, ગરીબડી કેટેરીનાને એક બચ્ચું થયું. હવે કેમ થશે, અરે રે હવે શું કરીશું, એવા એવા ફિકર ભર્યા ખ્યાલોથી હેન્સ ગભરાઇને ગાફેલ બની ગયો.

મગર ખોદાનું કામ ખોદા કર્યાં જાય છે. અંધારી ઘોર રાત્રી પછીજ સૂર્ય-પ્રકાશ થાય છે.

આ કટોકટ પળે જેક વૉલ્ટન આવી ચહડયો. એની સાથે બીજો કોઇ એમાનો પુરૂષ હતો, જેને વૉલ્ટને પેલું નકશી કીધેલું બારણું બતાવ્યું. તે એગાના મરદે સંભાળથી તે તપાસ્યું. પછી જરા મળકાતો જણાયો; અને હેન્સને સવાલ કીધો, "ઓ હગેરીઅન, આવી આવી નકશી કરવાનું કામ તને સોંપ્યે તો તે કરવા તાહારી ખુશી છે ?"

"અરે અલબત, અરે અલબત, યા ખોદા, યા પરવર ! શું તમે મને કામ અપાવશો ?" ઉલટ અને અચરતી સાથ હેન્સે પુછ્યું.

"ઘર શણગારનાં ફરનીચરની દુકાનનો હું માલેક છું. ત્યાં તું આવજે," પેલાએ જવાબમાં કહ્યું, "દર અઠવાડયે પૌંડ ત્રણનો તને પગાર મલશે."

"નકશી કામ કરવા ?" હોંસથી હેન્સે પુછ્યું.

પેલાએ જવાબ દીધો, "હા, નકશી કામ કરવા માટે". પછી ઓરડામાં નજર ફેરવતાં કેટેરીનાની નાજુક અવસ્થા તેના જોવામાં આવતાં, તે બોલ્યો, "હેન્સ, આજે તું ઘરમાંજ રેહજે, અને કામ પર કાલથી આવજે. પણ મેં તને માહારી નોકરી પર રાખી લીધો છે, તેનાં બાનાં તરીકે અંગ ઉપર તને હું આ એક પૌંડ આપું છું તે લે." આટલું કહી, એક પૌંડનો સિક્કો હેન્સના હાથમાં સેરવી, વૉલ્ટન સાથ તે ત્યાંથી ચાલતો થયો.

એક પૌંડ, આખો, ચકચકતો, સોનાનો એક પૌંડ. ઓ કરીમે કારસાજ, ઓ બક્ષેશોના બાદીહ પાક કિરતાર, આ તાહારી કેવી કરમ બક્ષેશ. જ્યારે નાજુક કેટેરીના અને ગરીબડા હેન્સને મનસે એક ફારધીંગ એક અશરફી સમાન, તેવે કટોકટ વખતે એક આખો પૌંડ એ અશરફ અને પ્રમાણિક જોડાંને એજગબી મળી ગયો. ઓ ખોદા ! તાહારી કરામતને કોણ પહોંચે !

હેન્સે, ગુંટણુમંડીએ પડી, પોતાનાં નવાં અવતરેલાં બાળકને માથે પોતાના હાથ મુકી, તેને ખરાં જીગરથી આશીશ દીધા, અને ગંભીર નમનતાઇથી તથા પુન: ભક્તિ ભાવે મહા દયાળુ, પરમકૃપાળુ પરમેશ્વરનો પાડ માન્યો.

કેટેરીના મળકાઇ, અને નાજુક સ્વરોથી તે બોલી, “ હેન્સ, વહાલા ખાવીંદ, આપણું આએ બચ્ચું સગનવંતુ, મુબારક પગલેનું આવ્યું છે.”

રે સુખ પાછળ દુ:ખ, અને દુ:ખ પાછળ સુખ,
હા, એવી આ પૃથ્વિની ચાલે છે રૂખ.
કબી ખાનીપીની ને મેહેલો બુલંદ,
કબી રોટળા, આટળાનાં મોહોતાજમંદ.
તો શાની ફુકરાઇ ને શાનાં ગુમાન ?
નસીબનાં રંગઢંગથી શું છો તમ અંજાણ ?
નમો નમનતાઇથી, રાખો ભક્તિભાવ,
જો સ્વર્ગ ભણી આખર હોય લઇ જવી નાવ.

# પીચ ફળનું ઝાડ, યાને એફંદીની આપદા.

બોસફરસના સુંદર કાંઠે આવેલા બુલંદ દરજ્જેના નામદાર સુલતાનના નામીચા યાલડીઝ કીયોસ્ક મેહેલથી થોડે છેટે આવેલાં એક નાહાનાં મકાનમાં અહમદ રશદ એફંદી નામનો એક તુર્કી મર્દ પોતાની સાદી જીંદગી ગુજારતો હતો. સુલતાન નામવરની સરકારના અસંખ્ય કામદારો માંહેલો તે એક કામદાર હતો. બીજાં રાજ્યો તરફનાં શેહેરે સ્તુમ્બુલમાં નીમાયલા કોન્સલો તથા વાઇસ-કોન્સલો પોતપોતાના રાજા, શેહેનશાહોની મંજુરી મેળવી રજા ઉપર જ્યારે જતા, ત્યારે તેમની જગ્યાએ નેમાતા નવા અમલદારોની નેમણુંકના સત્તાવાર સમાચારના સરકારી દસ્તાવેજો ખુશ દસ્તખતે અને દરબારી ઇબારતમાં બનાવી મુલ્કે તુર્કના જુદા જુદા ઇલાકેદાર હાકમો અને સુબાઓ ઉપર રવાના કરવાનું એકનું એક કામ વીશ વર્ષો થયાં લાગત આ અહમદ એફંદી બજાવતો રહયો છે. આ મહાભારત કામ માટે ૨૦૦ પીઆસ્તરનો માસીક મુસારો એને માટે મંજુર થયલો છે; પરંતુ વર્ષના ૧૨ મહિનામાંથી જો મહિનાનો પુરો પગાર પણ એને મળતો તો એ અલ્લાહના શુક્ર કરતો; આમ છતાં પણ એના બીજા ગોઠયા કામદારો કરતાં એની સ્થીતિ લગરીક સારી હતી, સબબ કે એની પરણેતર મોહોરદાર એકબાલખાનુમ એક નાહનું પણ રહેવા લાયક મકાન રીતમાં લઇ આવી હતી, જેથી આ જોડાંને ભાડું ભરવાની કશી તરેહની જંજાળ હતી નહિ. વળી એફંદીજી પર ઓફીસનાં કામનો બોજો પણ ઝાઝો નહિ, તેથી કરીને એઓને ફુરસદ પણ વિશેશ રહેતી, જે ફુરસદ એઓ પોતીકા એ ઘરનાં કમ્પાઉન્ડમાં આવેલી વાડીની જતન પાછળ ગુજારતા, અને તેમાં પોતાનાં ધણયાણીને તથા પોતાને ગમતું ખપ જોગું તર-તરકારૂં તથા ફળ ફળાદિ ઉગાડતા.

એઓ દીલના ધીરજવંતા, અને કશાબી લોભ વિનાના સાદામાદા હતા, એટલે એઓ પોતાની આ હાલત પર પુરતા સંતોષી હતા. વર્ષના એક છેડાથી બીજા છેડા સુધી આ સુખી સંતોષી જોડું સંપમાં દિવસો ગુજારતુ, પરંતુ વર્ષ દરમ્યાન જ્યારે પીચ ફ્રુટના ઝાડ પર ફળ પાકવાની મોહોસમ આવતી ત્યારે તે ટાંણે એ ધણીધણયાણી વચ્ચે એક કમબખ્ત નાહાની બાબદ પર એ ઝગડો જાગતો.

સંપીલું જોડું એવું કોઇ ન હશે,
જેઓ વચ્ચે ઝગડો નહિ સળગશે.
જ્યાં સંપ સારો હોય ત્યાં પણ જાગે કોઇવાર
નજીવાં કારણે બહુ ગરમ તકરાર.
કંઇ વઢશે ને લડશે વર બૈયર દરેક,
પણ આખર મળી જઇ થશે એકનાં એક.

આપણા એફ્ંદીની નાહાની વાડીમાં એક ઠીંગણું પીચ ફળનું ઝાડ ઉગેલું હતું, જેનાં પર દર સાલ છથી આંઠ નંગ બહુ ઉમદા એવાં ખાસ પોખાયલાં પીચ થતાં કે જેનાં જેવાં કદનાં પીચ તમામ સ્તમ્બુલ કે તેની અતરાફમાં ભલભલા ધણેતરની વાડીઓમાં પણ શોધ્યાં મળે નહિ. એફ્ંદીનાં મોહોરદાર એકબાલ ખાનુમને એક રાત્રે એવું સ્વપ્નું આવ્યું કે આ નાદર પીચોને સબબે એફ્ંદીજી કંઇ ખાસ જબરી જાહેરતા મેળવવા પામશે; અને તે સ્વપનાની રાત પછી આજે વીશ વીશ વર્ષ થયાં પીચો પાકવાની દર મોહોસમે એ બાનુ પોતાનાં ધણીને ધોંક ધોંક કરતી કે અરે એફ્ંદી! આ ખુશનુમા પીચો લઇ જઇ સુલતાન નામદારને નઝર કરી આવો. મગર આ એકજ બાબતમાં એફ્ંદી મક્કમ રહી પોતાની બાનુનું આ કહેવું ના મંજુર કરતો, તથા સુલતાન નામદારના મેહેલની અડાસે પણ જતાં કંઇક અણધાર્યાં વીંટબણાં આવી પડે તે બાબે એ ભોલો ભરથાર એકબાલ ખાનુમ આગળ એશારા કરતો. કમી કોઇ આસામી છુપાઇને એ ધણીધણીયાણી વચ્ચેની આ બાબતની ટપાટપી જો સાંભળતે તો નીચે મુજબનો એક હજાર ને એકમી વખતનો વાદવિવાદ તેના કાને આવતે.

એકબાલખાનુમ.—"ઓ મારા ખાવીંદ ને માલીક! આપણે અદના અને રંક આસામીઓ છઇએ, અને આવાં તોફા ને નામી પીચ આપણાં જેવાં કમીનાંઓને વાસ્તે નથી. આપણાં જેવાંઓ માટે સાદો, સુતરો ખોરાક ગનીમત છે. તમામ મુલકમાં નહિ ઉગે એવાં શ્રેષ્ટ પીચ અલ્લાહ પાકની કરીમ બક્ષેશથી આપણી વાડીમાં થાય છે, તો લાજમ છે, ઓ માહારા એફ્ંદી, કે એનાં ઉપર આપણો નાસ્તો ન કરતાં, તું એ ફળો રાજમેહેલમાં લઇ જઇ આલમના તખ્તને શોભાવનાર નામદાર ખલીફ સુલતાન નામવરના પાંય આગળ ધરી તહારી વફાદારીના એક નિર્જીવ હદીયા તરીકે તું તે મેલ."

એફ્ંદી.—"અરે ઓરત! યાદ કર ને ના વિસર જે હું તને હંમેશાં કહેતો આવ્યો છું તે કે જે શખ્સ રાજા, બાદશાહના મેહેલ સાથે કામ પાડે છે તે પોતાના સર ઉપર અણધારેલી આફતનો જોખમ ખેડતો રહે છે. હું

આજદીન તુલીક સાવચેતી પકડી રાખી, મેહેલોની ખટપટી વાતાવરણથી દૂરનો દૂર રહયો છું, અને એમ દૂર રહેવામાંજ હું ડહાપણ અને દૂરઅંદેશી સમજું છું."

એકબાલખાનુમ.—"પણ ઓ સીરદાર, ગળાંના હાર, જરા કુચ્છ ખ્યાલ તો દોડાવ કે આ તોફો ભેટ સુલતાન નામદારને નજર કરતાં તું કોઇ કેવો મોહોટો અચાનક લાભ ખાટી જવાની તક મેળવવાને નસીબવંતો થશે. શાનો અંદેશો તાહરા દીલમાં છે? ભલું કામ કર્યે તેમાં ભુંડાઇ મળવાની શાની ફિકર? અએ ખાવીંદ માહરા, માહારી આટલી માંગણી તું કબુલ કર. એમાંથી ફાયદોજ છે."

એફંદી.—"અએ બંદી, હું માહારી હાલની હાલત પર પુરેપુરો સંતોષી છું. નસીબે જે મને બક્ષ્યું છે તે માટે હું શુક્ર ગુજારી કરૂં છું; અને એના કરતાં વધારેનો મને ઠાળો લોભ છે નહિ. ઓ ઓરત, તું તાહારી જગ્યા જાણ, અને તાહારાં કરતાં વધુ દાનાવ તાહારા ભરથારને અક્કલ આપવાનો દાવો મા કર. તાહારા ધણીનું કહ્યું માન, ઓ નાદાન, નહિ તો એનું પરિણામ કવડું આવશે."

આ મુજબ એક હજાર વાર અહમઃ એફંદીએ પોતાની પરણેતરનું આ બાબતમાં કહ્યું માન્ય નહિ કીધેલું, અને હમણાં એક હજાર ને એકમી વખત પણ તેણે સાફ સાફ સાફ ના પાડયું. અરે પણ કોણ એવો માટીડો છે જે તેની બઇરીની ઓહોંસ આગળ આખરે લાઇલાજ નથી થયો?

લખાયલો છે એવો એક કાયદો અવ્વલ,
હટે ધણી બાયડીની મમત આગળ.
ગમે એવો દઢ પણ અંતે આવે બાઝ,
બૈયરની બજીદી કરે લાઇલાજ,
સબબ નર ન ચાહે કરવા નારને નારજ.

આખરે એક પવિત્ર જુમાને દિવસે ભોળા એફંદીએ તેની ઓહોંસીલી બાયડીનું કહેવું મન પર લીધું. આખર કરે પણ એ એક માટીડો, એટલે અંતમાં બઇરીનીજ ઓહોંસ ફાવી.

ધોનાં કપડાં એફંદીએ પેહેડી લીધાં, અને એક ટોકરીમાં પોતાનાં ઝાડ પરથી તોડેલાં સરસમાં સરસ સાત ઉમદા પીચ ગોઠવ્યાં અને તે ઉપર રેશમી રૂમાલ પાંથરી, રાજમેહેલ ભણી ચાલ્યો.

મેહેલના દરવાજા આગળ આવતાં એફંદીએ ખીસામાંથી એક બીજો રૂમાલ કાહાડી તે વડી પોતાનાં બુટ પરની ધુળ પખોડી, પછી તેજ રૂમાલે પોતાનાં કપાળ પર ફુટી આવેલો પરસેવો લુછ્યો, અને જબાન પર પાક અલ્લાહનું નામ લઇ દરવાજામાં પેઠો, અને નામદાર સુલતાનના વડા ચેમ્બર-લેન ઇનાયતુલ પાશાને મળવાની ઇચ્છા ત્યાં ઉભેલા એક પાહારાવાળાને જણાવી, જે પરથી તેને તે પાશા સન્મુખ લઇ જવામાં આવ્યો. અહમદે તે પાશાને જણાવ્યું કે તેના બાગ માંહે ઉગેલાં સાત તોફો પીચ ફળ તે બાદશાહ નામદારને સોગાદ કરવા લઇ આવ્યો છે.

ઇનાયતુલ પાશાએ તે ફળો જોયાં અને ઘણો ખુશી થયો. એ સારી રવેશે જાણતો હતો કે સુલતાનને હર તરેહનો તાજો મેવો ઘણો પસંદ હતો, અને આવાં તોફો, પોખાયલાં, મીઠાં પીચ ફળોથી એ નામવર ખચીત રાજી થશે એમ એણે તરત જોઇ લીધું, અને એણે પોતાને બાદશાહ નામવર પાસેથી એક અર્જ માંગી લેવાની હતી, તે માટે આ પ્રસંગ ઘણો લાભ-કારક થઇ પડશે એમ એણે ધાર્યું.

ઇનાયતુલ પાશાએ જેમ ધાર્યું હતું તેમજ થયું. સુલતાન પીચો જોઇને ખુશ થઇ ગયો; અને ઇનાયતુલના દીલમાં જે આરજુ હતી તે પણ તેણે મંજુર કીધી. વળી જે નીમકહલાલ એફંદી એ તોફો ફળો લઇ આવ્યો હતો, અને જેના બદલામાં તે કશું પણ ઇનામ માંગતો નહિ હતો, તેને પોતાની હજુરમાં હાજર કરવાને ફરમાવ્યું. સાથે સાથે સુલતાને એવો પણ મનમાં એરાદો રાખેલો કે એ પીચોમાં કદાપિ કાંઇ ઝેર ભેળ્યું હોય તો તે બાબતમાં પેહેલાં ખાતરી કરી લેવા એક પીચ પોતાની હજુરમાંજ તે એફં-દીને પોતાને ચાખવા કહેવું.

અહમદ એફંદી જે વડા ચેમ્બરલેનની પાછા ફરવાની રાહ ધુજતાં જીગરે જોતો ઉભો હતો, ત્યાં તે અમલદાર આવ્યો, અને નામદાર બાદશાહ તેને પોતાની હજુરમાં આવવા ફરમાવે છે એમ જણાવી તેને પોતાની સાથે તેડી ગયો.

એક આરાસ્તા કરેલાં મોહોટાં દીવાનખાનાંમાં આવી પોહોંચતાં ઇનાયતુલ પાશાએ અહમદને કહયું કે "ઓ અહમદ, હું પાછો આવી તને હુજુરે પુર નુર આગળ લઇ જાઉં તેટલાં તું અહીંજ થોભ. અહીંથી ખીસતો મા. હું હવડાં પાછો આવું છું."

એતેફાક એવો બન્યો કે આજ રોજે ન્યાયાધિકારીઓનું એક કમીશન રાજમેહેલમાં બેઠેલું હતું, જેમની આગળ શેહેરના કેટલાક બેદીલ શખ્સોએ થોડાક દિવસ ઉપર સરકારી ઇમારતો પર નાશકારક બંબગોળા ફેંકવાની હુલ્લડાઇ કીધી હતી તેઓની તપાસ ચાલતી હતી. જે દીવાનખાનાંમાં ચેમ્બરલેન ઇનાયતુલ પાશા આપણા બાપડા એફ્‌ંદીને થોભાવી ગયો હતો, તેજ દીવાનખાનામાં ઘણા બીજા શખ્સો ઉભા હતા, જેઓને આ બંબગોળા ફેંકવાનાં કાવત્રામાં સંડોવાયલા હોવાના શક ઉપરથી પોલીસ પકડી લાવી હતી, અને વારી મુજબ કમીશન સમમુખ તેઓને બોલાવવામાં આવે તેટલાં તેઓને ત્યાં અટકાવ્યા હતા.

જે પળ જાય છે તેમાં ખલીફ઼ ઉલ મોમીનીનની હજુરમાં તેને લઇ જવા વડો ચેમ્બરલેન ઓય આવી લાગશે એવી ઉમેદમાં ભોલો એફ્‌ંદી ઉભો છે, તેટલાં લશકરી લેબાસ પેહેરેલો એક અમલદાર તે દીવાનખાનામાં દાખલ થયો, અને તેણે જાહેર કીધું કે તે દિવસને માટે કમીશનનું કામ ખતમ થયું છે, અને વળતે દિવસે તપાસ પાછી ચાલુ થાય તેટલાં સર્વે જનને તેઓને ઠેડવેળે બંદીખાને પાછાં લઇ જવામાં આવશે. તુરત હથ્યારબંધ ચોકીબાનોથી તે ઓરડો ભરાઇ ગયો, અને બંદુકોનાં કુંદાના ગોદા મારતા મારતા તેઓએ સઘળા શખ્સોને બાહાર કાહાડવા માંડયા.

બાપડો અહમદ એફ્‌ંદી જે એક ખુણામાં સંકોચાઇને ઉભો રહી એ સંધો તમાશો જોતો હતો, તેના ઉપર એક ચોકીબાનની નજર પડતાં, તે ચોકીબાને પોકાર કીધો, "કેમ એઇ લફ્‌ંગા, હજી કેમ ઉભો રહયો છે? સુલતાન નામદારના વડા વજીરને મળવા માંગે છે કે અહીં પુટળાંની માફ઼ક ખડો થઇ ઉભો છે? ચાલ વેગ, નીકળ."

અહમદ પોતાના વિચારોમાં એવો મશગુલ થઇ રહેલો હતો કે આ તરકડા ચોકીદારને તે ઘડીભર કશો જવાબ દઇ શકયો નહિ. પણ આ એની ચુપકીદીથી તો ચોકીદારનો મીજાજ બરખીલાફ થઇ ગયો, અને રાતો પીળો થઇ ફરી તેણે પોકાર કીધો, "ઓ બેહેરા! કાન ફુટેલા! હું કંઇ તાહારા બાપનો ગોલામ છેઉં કે બેવાર મને તને કહેવું પડે છે?"

"ભાઇ, હું તો પીચ લાવ્યો છું તે છેઉં," ગરીબડા ગભરાતા એફ્‌ંદીએ નરમાસથી કહ્યું, અને એથી વધારે ખોલાસેવાર બોલવાનું તેને કશું ભાન નહિ રહયું.

"હારે, હા, લુચ્છા. બકબકારો છોડ, ને ચાલવા માંડ અહિંથી," આમ બોલવા સમેત ચોકીઆને બે લાત એફંદીને ઝાડી કાહાડી.

લાચાર અહમદ હવે તો સદંતર ગભરાઇ ગયો, અને પ-પ-ત-ત થઇ ગયો; અને બાદશાહને માટે પીચ, ને વડો ચેમ્બરલેન, ને મને તો અહિંજ ઉભા રહેવા કહ્યું છે, એવું એવું ભાગ્યું તૂટ્યું જેમ તેમ બોખડે અવાજે તે બોલ્યો; અને ધ્યાનથી પુરૂં પાસરૂં બોલે તેટલાં તો પેલા બીબીજાયા ચોકીદારે તેના પર ગાળોનો વરસાદ વરસાવવા માંડયો, અને બંદુકનાં કુંદાથી એવા ઝપાટા લગાવ્યા કે ગરીબડો એફંદી બીલકુલ હોશ ફરામોશ થઇ ગયો. અને બીજા આસામીઓ ભેગો તેને પણ સીપાઇઓ ધક્કા મારતા મ રતા બાહાર મેહેલના ચોકમાં લઇ ચાલ્યા, અને ત્યાં બંદીવાનોને લઇ જવાના એક ખટારામાં તેને નાંખ્યો, તથા પેલા બંબગોળા ફેંકનારા શકમંદ પુરૂષોનાં ભેગો તેને પણ શેહેરનાં વડાં બંદીખાનાંમાં પુર્યો.

બઇરીની ઓહોંશ આગળ આખરે નમી બાપડો એફંદો ફાંકડી ટોકડીમાં નાદર પીચનાં નંગ ગોઠવીને રાજ મેહેલભણી જવા નીકળેલો, ત્યારે એ મોહોટા પ્રસંગને અનુસરતો દરેસ કરી નેકટાઇ કૉલર પેહેરી નીકળેલો, ને માથે રાતી ફેજ લટકાવેલી, તે ધક્કા મુકીમાં બધું ગબડી, સરી પડેલું, કૉલર ગયો ફાટી, ટાઇ ગયો તુટી, ફેજ કયાં ગઇ ઉડી ! બીચારાના કોટ પાટલુન પર ચોકીઆનોનાં ધુળથી ભરેલાં બુટના તળ્યાંઓના આબાદ નકશાઓ પડેલા. લાત પણ થોડીજ ખાધેલી કની?

ધોત્તાં કપડામાં સજ થઇ ઘરેથી નીકળેલો અહમદ એફંદી કયાં, ને આએ હમણાંનો હાડમાર થયલો ખરડાયલો, લચડાયલો, ગફેલ, બંદીવાન કયાં ! અરધી ગુંફતી, અરધી મુવેલી હાલતમાં બીજા થોડાક કેદીઓ ભેગો તે બાપડો પણ પુરાયો.

હું તો સુલતાન નામદારને ભેટ આપવા સારૂ પીચ ફળો લાગ્યો હતો, અને આએ બીજા બદમાશો સાથે મને કશું સ્નાનસુતક નથી, એવું એવું સહમજાવવાને એણે અનેકવાર કોશેશો કીધી. પણ બદલામાં ફકત તેના દંડા થયા.

સાંહાંજ પડી, છતાં એફંદીજી હજી મેહેલેથી ઘરે પાછા કેમ ફર્યા નહિ, તેના વમળસણમાં હવે તેવણનાં ધણયાણી એકબાલખાનુમ પડયાં. તેને ભારી ચટપટ થવા લાગી. ઓએ આવના હશે, એઃએ આવતા હશે, એમ

વાટ જોતાં જોતાં આખી રાત બીચારીએ ઉજાગરામાં કાહાડી. સહવાર પડતાં હવે તેણીએ ધીરજ ખોહી દીધી, અને જાતે જઇને પુછપરછ કરવા મેહેલ ભણી તેણીએ ચાલુ મુકયું.

કેટલાક કલાક સુધી ખોટી થયા પછી આખરે વડા ચેમ્બરલેનને મળવાની તેણીને તક મલી. ઇનાયતુલ પાશાએ કબુલ કીધું કે, હા, તેણી ઇશ્વાની આપે છે તેવો એક આસામી પીચોની એક બાસ્કેટ લઇને મેહેલમાં આવ્યો હતો ખરો, અને હું પાછો ફરૂં યા તેને બોલાવવા મોકલું તેટલાં એક દીવાનખાનાંમાં તેને થોભવા મેં કહયું હતું; પણ જયારે માહારૂં માણસ તેને બોલાવવા તે જગોએ ગયું ત્યારે તે ત્યાં દીસ્યો નહિ, જે પરથી એમ ધારવામાં આવ્યું કે તે પોતીકે ઘરે ચાલી ગયો હશે.

મેહેલનાં માણસોથી એકબાલખાનુમે હવે વધારે જોસતેજે કરવા માંડી, પણ પોતાના ભોલા, ભલા ખાવીંદની કશી વધુ બાતમી તે મેળવી શકી નહિ.

હવે તે પાછી ઘર તરફ ફરી, કે કદાચ અહમદ આટલા વારમાં ત્યાં આવી પોહોંચ્યો હોય. પણ અલબત ત્યાં તેણીને નાસીપાસીજ મલી.

કદાચ અહમદ ઑફીસમાં ગયો હોય, એમ ધારી તે ત્યાં ગઇ; પણ ત્યાં બી તે હોયજ શનો ? બીજા કામદારોએ તેણીને જણાવ્યું કે બેસ્પતવારની સાંહાંજ સુધી તે ઑફીસમાં હતો, પણ ગઇ કાલે રજા હતી, અને આજે સનિશ્ચર થયો પણ તે હજી અહીં આવ્યો નથી.

એકબાલખાનુમની ઇંતેજારીનો હવે પાર નહિ રહયો. અને હવે એને પસ્તાવો થવા લાગ્યો કે કયાંની કયાં તેણીએ બોહોંસ કરી પોતાના રાંક, સહમજુ ધણીની ઉપરવારી થઇ, અને આખરે વીશ વર્ષે પણ તેને પીચફળ સુલતાન નામદારને નજર કરવા લઇ જવા વાસ્તે કબુલ કરાવી શકી.

હર રોજ તે મેહેલ ભણી તેમજ ઑફીસમાં ધક્કા ખાવા લાગી. પણ એફંદી બાપડો બંદીખાને ગોંધાયલો પડેલો, એટલે તે હવાં કયાંથી જડે ? બંદીખાનામાં તે ગાફેલ એફંદી પીચ, પીચનોજ લવારો કર્યા કરે, તેથી ત્યાં બધાઓ એને પીચવાળા ગાંડાને નામે ઓળખવા લાગ્યા.

આમને આમ મહિનાઓ વિટી ગયા. આખરે એક દાહાડો આવી લાગ્યો, કે જયારે પેલા બોંબ ફેંકનારા શકમંદ આસામીઓની તપાસ નીકળવાની હતી.

જયારે તપાસ માટે એફંદીની વારી આવી ત્યારે ન્યાયાધીશે એનું

નામ પુછ્યું; અને ચાર્જશીટમાં જ્યારે અહમદ રશદ એફંદીનું નામ તેના જોવામાં નહિ આવ્યું, ત્યારે તે વિચારમાં પડ્યો, અને અહમદને પુછ્યું,

"કેદી ! ગુનેહગારોની ટીપમાં તાહારૂં નામ નથી, ત્યારે તું અત્રે શી રવેશે કેદીની હાલતે આવ્યો છે ?"

અહમદે તેની હવેની ચાલુ નાઉમેદી ભરેલી ઢપે ટુંકો જવાબ દીધો, "પીચફળોને સબબે, સાહેબ."

અલબત ભોલો અહમદ તો ખરૂંજ બોલ્યો હતો. પણ બીજાજી ન્યાયાધીશને આવો બચ્ચાં સડી, અર્થરહિત દીસતો જવાબ કેમ રૂચે ? ઠઠરાવતા સાદે તે પોકાર્યો, "કેદી ? તાહારી મશ્કરી આ અદાલતમાં ચાલશે નહિ. આ ઇનસાફની દેવડી છે, નહિ કે મજાકનું મકાન. સીધો જવાબ દેશે નહિ તો કોર્ટ તરફ તિરસ્કારના અપરાધ માટે તને શિક્ષા થશે વાસ્તે, ઓ કમબખ્ત શખ્સ, ત્રણ લાકડે ચહડવા નહિ માંગતો હોય તો તાહારો જે ખરો એહેવાલ હોય તે સુનાવ".

આટલા આટલા મહિનાઓની હાંસી, નાંમોશીથી અહમદ એફંદીની ખાતરજમા થઇ હતી કે તેનો ખરો એહેવાલ કોઇ માનનાર નથી, અને ન્યાયાધીશ પણ એની વાતને ઘેલી ગાંડી ગણી હસી કાહાડશે. છતાં તે આ વખતે દીલમાં હિમત ધરી બોલ્યો, "ઓ ઇનસાફની અદાલતના સીંગાર અને રાસ્તીને ચાહનાર અદલ સરદાર ! મુજ કમીનાની વાત પર તમને એતબાર આવતો નહિ હોય તો મેહેરબાન વડા ચેમ્બરલેન સાહેબ ઇનાયતુલ પાશાને હ્યાં બોલાવો, અને તેવણ સાહેબથી સઘળો ખોલાસો મેળવો. ઓ કાયદાના થાંભ ! હું વધુ તે આપ નામદારને શું કહું ?"

ન્યાયાધીશની ચતુરાઇ હ્યાં ચોંકી. બસ એ ચતુર અમલદારની ખાતરી થઇ કે ઇનાયતુલ પાશાના હાથ પણ આ બોંબનાં કાવત્રાંમાં કાળા થયલા હોવા જોઇએ, અને આએ કેદી અહમદના એકરાર પરથી આવા મોહોટા ચેમ્બરલેનને દરજ્જે પુગેલા અધિકારીનો ગુનાહ પણ પૂરવાર થશે; પરિણામમાં સુલતાન નામવર તરફથી તેને શાબાસી સાથે ઉંચી પદવી અને સારો ખેતાબ મળવાનોજ, એવા ખ્યાલથી તે ન્યાયાધિશ મનમાં ને મનમાં ખુશ થઇ ગયો, અને કૉર્ટના એક પોલીસ ઉપરીને મોકલી ઇનાયતુલ પાશાને કોર્ટમાં બોલાવી મંગાવ્યા. મગર તે પાશા સાહેબ તો કોર્ટમાં આવતાં સમેત, ખરડાયલા, લચડાયલા. ભખાયલા ચેહેરાના, બીચારા અહમદ એફંદીને બંદીવાનના પીંજરામાં ઉભેલા જોઇને મામલો પામી ગયો, અને હું દઇને તેને હસવું આવી

ગયું. આપણા પેલા ચતુર ન્યાયાધીશ સાહેબ જેઓ એક મોહોટો રાજદ્રોહી અપરાધ પકડી પાડવાની ભર ઉલટ ને ઉમેદમાં હતા, તેઓ તો ઇનાયતુલને ગભરાટમાં લખલખતો જોવાને બદલે આમ ખડખડાટ હસતો જોઇને આચંબામાં પડયો.

હસતાં હસતાંજ ઇનાયતુલે ન્યાયાધીશને વ કેફ કીધો કે થોડા મહિનાના અરસા ઉપર નામદાર સુલતાને જેહાન, હુઝુરે પુરનુર, સારૂ નઝર કરવા ખાતર આ રાંક ને અશરાફ અહમદ એફંદી થોડાંક તોફા નંગ પીચ ફળનાં એક ટોપળીમાં લાવ્યો હતો, મગર આલી જનાબ દૌલતે દુન્યા સુલતાન નામદારનો જવાબ એને પાછો પોહોંચાડવામાં આવે તે પેહેલાં એ મેહેલમાંથી ગુમ થયલો જણાયો; અને એની નેક ઓરત એકબાલ ખાનુમે બધે બધ ધણીની ખોળ કરવા છતાં એનો કેહેથી પનો જડયો નહિ.

હવેજ ન્યાયાધીશ તેમજ બીજાં સર્વેની ખાતરી થઇ કે આ બાપડો ભોળો એફંદી "પીચ, પીચ, પીચ" બકયા કરતો હતો, તે અમસ્થી ગાંડાઇ સબબે નહિ, પણ ખરેખર એના ઉપર વિટેલી હકીકતને લીધેજ. એની નિર્દોષતા આમ અચુક પુરવાર થઇ, એટલે હવે તેને બા આબરૂ છુટો કરવામાં આવ્યો. આખરે એ બિચારો છુટયો, પણ અફસોસ કેટલાં કેટલાં વિટંબણાં અને કેવા હાંદેસાઓ પછી!

ચેમ્બરલેન ઇનાયતુલ પાશા હવે અહમદ એફંદીને પોતાની સાથે રાજ મેહેલમાં તેડી લઇ ગયો. અને વળી એકવ ર ફરીથી એ કમબખ્ત ગુમ થઇ નહિ જાય, તેની સંભાળ ખાતર પોતાના ખાનગી ઓરડામાં તેને બેસાડી, પોતે સુલતાન નામદારને આ અજબ કહાણીથી વાકેફ કરવા તેઓ પાસે ગયો. માયાળુ દીલના સુલતાન નામવરને બાપડા એફંદી પર તેની હકીકત સાંભળતાં બહુ રેહેમ છુટી, અને તેની એક વફાદાર રઇયત પર આવી મુસીબત બદનસીબ સંજોગે આવી પડી હતી તે જાણી તેનું દીલ બહુ દુઃખાયું. જેથી તે નેક સુલતાને ઇનાયતુલ પાશા પાસે એફંદીને કહેવાડયું કે "અએ વફાદ ર પણ દુઃખી અને આઝારદે થયલા અહમદ, જે તાહારી ઉમેદ હોય તે જાહેર કર, કે તે હું પુરી કરી આપું."

મગર તે હાડમાર થયલા શખ્સની ઉમેદો હવે તમામ હવામાં ઉડી ગઇ હતી. વાસ્તે તેણે એટલું માગી લીધું કે "બસ હવે મને માહારે ઘરે પુરો પાધરો જવા દેઓ, એથી જયાદા મને કંઇ જોઇતું નથી, હું હવે પુરો ધરાયો છું, અને આટલુંજ હું બે હાથ જોડી માગી લઉં છું."

"છટ, છટ," ઇનાયતુલ્લ બોલ્યો, "છટ, છટ, ઓ બેવકુફ, જેહાનને શોભાવનાર સુલતાન નામવરની પ્રસન્નતા તાહારા ઉપર ઉતરી છે, તો તે બક્ષેશના કરનાર મુરબ્બી પાસે ચાહે તે તાહારી ખાહેશ માગી લે. માગ અને મળશે. નાહકના હાંદેસા જે તાહારા પર વિટયા છે તેનો બને તેટલો બદલો રેહેમના ખાવીંદ નામદાર સુલતાન તને આપવા ખુશી છે. માટે જ્યારે એ કૃપાળુ બાદશાહની મેહેરબાની તાહારા ઉપર ઉતરી છે, ત્યારે માગી લે તેઓ પાસ કોઇ ઇલાકાની હાકમી કે કોઇ બીજો તેવોજ ઉંચો અને કમાણી-વાળો ઓહ્દો કે પદવી. શરમાશે તો ખોશે."

પણ જીદદી અહમદ પોતાનાં આગળાં બોલવાનેજ વળગી રહયો. "રે પાશા સાહેબ," તેણે કહ્યું, "નથી ઓહ્દા પદવી સત્તા કે ખેતાબની મને કશી આરજુ. બસ, સાહેબ, મને હવે માહારે ઘરેબારે હજીઆ ભર્યો પુર્યો જવા દેઓજી. આટલું કરો એટલે બસ."

"અરે અપટ !" ઇનાયતુલ પાશા હવે મીજાજ કરીને બોલ્યો, "હાકમ ન થવું હોય તો ભલે ના થા. પણ સરકારી ખજાનાનો ખજાનચી થા, સરકારી કરો વસુલ કરનાર કમીશનર થા ! થા, કંઇપણ થા, ચાહે તેવો ઓહ્દો માગી લે. મગર ઓ દીવાના, આ સોનાને મુલની તક ના ખો. જ્યાં બાદશાહની મેહેર ત્યાં લીલાં લેહેર. વાસ્તે કમઅકલ્લી, હવડાં ને હવડાંજ માગી લે, માગી લે, જે હમણાં તું માગશે તે મળશે. યાદ રાખ, ઓ અપટ એફંદી, કે આ તક તેં ગુમાવી તો ફરીથી એવી તક તાહારી ભર ઉમરમાં તને હરગેજ મલનાર નથી,"

"ના, સાહેબ, ના," બાપડો એફંદી હાથ જોડી બોલ્યો, "મને માફ કરો. હું પૂરતો ધરાઇ ચુકેલો આદમી છું. મને માફ કરો."

> નથી લોભી હું, નથી જોઇતા કંઇ લાભ;
> હું ભોંય પડયો આદમી, નથી માંગતો આભ.
> જેની જેવી લાયકાત તેથી ઉંચે જોય,
> તો પાસે જે હોય થોડું તેઓ તે ખોય.

માટે, ઓ કદરદાન પાશા, મને હવે માહારે ઘરે સીધારવાની પર-વાનગી બક્ષો, એટલે બસ મને ઇનામજ ઇનામ."

ઉંચ દરજ્જે ચહડવાની, દોલત જર જમાવવાની, આ ચોખ્ખાં સોના જેવી તક, બેઅકલી અહમદને આવી રીતે ફેંકી દેતો જોઇ, ઇનાયતુલ પાશા મન અંદર ખાતરીથી માની બેઠો કે અહમદનું હવે ખરેખર ઘસ્યું છે.

કેદખાનાંની અંદર મહિનાઓ સુધી જાત જાતના હાંદેસા અને અપમાનો ખમતાં એ બાપડાનું મગજ કાંઇક ખસ્યું છે, અને હવે વધુ વાર એને સહમજાવવાની કોશેશ વ્યર્થ છે એમ એને લાગ્યું. અને તેથી તે ત્યાંથી જઇ નામદાર સુલતાનને બધી વાતે વાકેફ કરવા ગયો.

આ વિચિત્ર પુરૂષ જે કશું પણ ઇનામ માગવા કે લેવાની દરકાર નથી કરતો, તેને નજરે જોવાની સુલતાન નામદારને ખુદરતી ખાહેશ થઇ. તે નામવરની હૂઝુરમાં અહમદ એફંદીને તેઓના બે બોડીગાર્ડો બોલાવી લઇ આવ્યા. ખલીફ ઉલ મોમીનીનની દબદબા ભરેલી દરબારના દરબારીઓ વચ્ચે ચુંદાયલા પીખાયલા હાડમાર થયલા અહમદે પોતાને જોતાં તે શરમનો માર્યો લાલ લાલ થઇ ગયો, અને પોતાની ચક્ષ્મો નીચેથી ઉંચે કરી શકયો નહિ.

દયાળુ દીલના સુલતાનને તે રાંક એફંદી પર બહુ મમતા છુટી, અને માયાથી સવાલ કીધો “ અહમદ ! હમારા ચેમ્બરલેન પાશા ઇનાયતુલ હમને વાકેફ કરે છે કે જે પણ તું મુરાદ રાખતો હોય તે તું માગી લે એવો હમારો હોકમ એઓએ તને જણાવ્યો છે, છતાં તું કશી ચીજની આરજુ રાખતો નથી, કશું માગતો નથી, કશી ઉમેદ દરશાવતો નથી, તે શું કહેવાય ? જ્યારે હું, તાહારો બાદશાહ, તાહારા ઉપર પ્રસન્ન થયો છું, ત્યારે કેમ કંઇ બી તાહારી ઇચ્છા તું પ્રદર્શિત કરતો નથી, કંઇ બી લાભ માગી લેતો નથી ? ખબર નથી, ઓ અહમદ, કે જે વખત બાદશાહો કહે કે માગ તે વખતે જો રઇયત માગે નહિ તો બાદશાહોનું દીલ સામુ આઝોર્દે થાય છે.”

બાદશાહ મોબારકના આવા માયાળુ સુખન સાંભળી અહમદને જરા હિંમત આવી, અને તે બોલ્યો, “ નામવર, બુલંદ દરજ્જેના, નેક એકબાલ સુલતાન, અગર તમારો એવોજ હોકમ છે કે માહારે તમો નેકખાહ પૃથ્વિપતી પાસે કાંઇ બક્ષેસ માંગવીજ જોઇએ, તો હું તમારો કમીનો ગોલામ તમારી પાસે ત્રણ ચીજ માંગું છું,—એક કોડાળી, બીજું ૨૦૦ પ્યાસ્ટર રોકડા, તથા ત્રીજું પવિત્ર કોરાને શરીફની એક નકલ.”

આ અજબ કીસમની માગણીથી સુલતાન કાંઇક અચંબામાં પડયો, અને બોલ્યો, “ભલે, આએજ તાહારી માંગણી છે તો તે મને કબુલ છે, પણ તે એક શરતે, કે પ્રથમ તું મને જાહેર કર કે આવી નવાઇ જેવી માગણી કરવામાં તાહારી શી મકસદ છે.”

અહમદે ઉત્તર આપ્યો, “સુલતાન, તાહારી ઉમર દરાજ હોજો, તાહારૂં એકબાલ રોશન રેહેજો. જે ત્રણ ચીજ મેં તાહારી પાસે માગી છે તે

આ મતલબથી કે કોડાળી મળે તો તે લઇ માહારી વાડીમાંનું પીચનું ઝાડ જમીનથી ખણી કાહાડી તેનો સદંતર નાશ કરૂં, કારણ કે એજ કમબખ્ત ઝાડ માહારી સઘળી વિપત્તિનું મુળ કારણ છે. રોકડા બસો પ્યાસ્ટર મલે તો માહારી સ્ત્રી એકબાલખાનુમને તે આપી તેનાથી તલાક મેળવું, સબબ કે વીશ વીશ વરસો ઘેર ચાલુ એકની એક મમત એ ઓરતે પકડી રાખી નહિ હતે તો માહારી પર જે વિટંબણાં ત્રિટયાં છે તેવું કશું થાત નહિ. અને પવિત્ર કીતાબ કોરાન માગું છું તે એટલા વાસ્તે કે તેના પર હું પાક કસમ લેઉં કે હવે પછી રાજમેહેલની ઓસરીએ ગમે તેવાં કારણ સર પણ માહારો પગ હું હરગેજ મેલું નહિ.”

સઘળા દરબારીઓ અહમદનું આવું વિચિત્ર બોલવું સાંભળી એમજ સમજ્યા કે એ બાપડાનું મગજ ખરેખર ખસેલું હોવું જોઇએ.

બાદશાહ નામદારે પોતાનાં માણસોને ફરમાવ્યું કે જે ત્રણ ચીજો અહમદ માંગે છે તે એને તુરત આપવી.

અહમદ, ગરીબ, નમાનો, વફાદાર અહમદ, કમરથી વાંકો વળી સુલતાનને કુરનસ કરી નમ્યો, અને ત્યાંથી પેલી ત્રણ ચીજો લઇ રૂખસત લઇને ચાલતો થયો. મગર ત્યાર બાદ એ અહમદનું શું થયું તે કોઇબી વાર્તાનવેશ કે તવારીખનવેશની નોંધોમાં નોંધાયલું જડતું નથી.

---

# અબળાને હાથે કેદ થયલો કયસર.

તવારીખમાં મશહુર થયલા ખલીફ નામદાર હરૂન અલ્લરશીદની મીસાલે જરમન મુલકના એક આગલા શેહેનશાહને પણ છુપો વેશ ધારણ કરીને નગ્રચર્ચા જાતે જોવા સાંભળવાને પોતાના મુલકમાં ફરવાની તએહ હતી. ખોટી દાહાડી પેહેડી, જુદો જુદો લેબાસ કરી, એકલો સહવારના પોહોરમાં તે ફરવા નીકળી પડતો. એનો આ શોખ એના થોડાક અંગત મિત્રો શિવાય બીજાઓ જાણુતા હતા નહિ. એક દિવસે એના એ જાની મિત્રો આગળ કયસર બોલ્યો કે હવેથી આમ છુપે વેશે એકલો એ કદીબી નહિ નીકળશે, ત્યારે તેઓ બધા ઘણુા ઓચંબો પામ્યા, પરંતુ તેમને દીલે ખાતરી હતી કે કયસર પોતાની આ લાંબી મુદ્દતની આદત એકદમ ને એકાએક હવે છોડી દે છે તો તેમ કરવાનું એને કોઇ ખાસ મજબુત કારણુ મળેલું હોવુંજ જોઇએ.

ઇગ્લાંડમાં બોટોની રીગેટા યાને નદીમાં હોડીઓ હંકાળવાની શરતો અવારનવાર થાય છે, અને તેમાં ત્યાંનું લોક ઘણી ઉલટ લે છે. એવી એક શરતમાં ઉપલો જરમન શેહેનશાહ પણુ એક વેળા ઉતર્યો હતો, અને સોનાનું એક સુંદર કપ જીતી જવાને ભાગ્યશાળી નિવડયો હતો.

શરત પછીના બીજે દિવસે સહવારનાં શરૂઆતનાં ઝઝકળાંમાં બોટમાં બેસી નદીને પેલે પાર જઇ વેશ બદલી ગામમાં એખલો ફરવા જવાનો તેને વિચાર આવ્યો; અને પોતાના એ-ડી-કાંગને હોકમ કીધો કે ગામમાં હેરીઉં મારી કલાકેકની અંદર હું પાછો ફરીશ, માટે તું તેટલા વખતમાં માહારે વાસ્તે બોટ આ બાજુ પાછી લઇ આવજે.

ગામના હાઇ સ્ટ્રીટને રસ્તે તે કેટલોક વખત સુધી ચાલ્યો. પછી દક્ષિણુ બાજુએ વળાણુ લેતી એક ગલીમાં તે દાખલ થયો. થોડાંક કદમ તે ગલીમાં તે ચાલ્યો હશે, તેટલાં જમણા હાથ પરનાં એક ઘરનાં આંગણુાંમાંથી કદાવર અંગના પણુ પોશાગીર જેવા દેખાવના બે આદમીઓ નીકળી આવી એકાએક તેના સાંમે આવી ઉભા, અને તેમાંના એક જને સવાલ કીધો, " તમો જરમનીના કયસર છો, નહિ વારૂ ? તમો નામદારની સાથે હમોને બે બોલ વાત કરવી છે. "

કયસર આ સાંભળી દંગ થઇ ગયો. આવે વખતે અને આવી જગોએ આ બે પોશાગીરોએ તેને કેવી રીતે તેના છુપા લેબાસ છતાં

ઓળખી કાહાડયો હશે તેનાં વમાસણમાં તે નામદાર પડયો. વેશ એવો અચ્છો એણે ધારણ કીધો હતો કે બે ઘડી એની પરણેતર રાણી પણ એને ઓળખી શકે નહિ, તો આ બે કોરગાઓએ એને કેમ પીછાન્યો? આ વિચારમાં કયસર એક પળ મુંગોજ ઉભો રહી ગયો, મગર જાતે હિમતવાન, તેથી હિમત ધરીને તોરમાંજ ઉત્તર આપ્યો, "હા, હું જરમન સલતનતનો કયસર છું. આવી રીતે મને રસ્તે ચાલતાં અટકાવવાની, થોભાવવાની શું તમો સરકશી કરો છો? ખસો, હટો, ને મને રસ્તો આપો. નહિ તો હમણાં ને હમણાં તમો બન્નેના મુશ્કા ટાટ કરાવીશ."

"હો, હો, હો, હો, ઠીક કહી, ઠીક કહી," ઠઠ્ઠાની ઢબે બીજો બદમાશ બોલ્યો, "બીલ તું સાંભળે છે કે? એઓ તો કેઠા આપણા મુશ્કા ટાઇટ કરાવનાર છે? અરે ઓ માહારા ઇચમજી," કયસર તરફ ફરીને તેને ઉમેર્યું, "ઓ માહારા ઇચમજી, તમારા પોતાના મુશકા ટાઇટ કરીને પકડી જવાને હમારી પાસે મેજીસ્ટ્રેટનું વૉરંટ છે, સહમજયા કે માહારા શેહેનશાહ સાહેબ?"

આ સાંભળી બાપડા કયસરનો તો દમજ ઘુંટાઇ ગયો, જરમની સાથે મિત્રતા ધરાવતાં એક દેશમાં, તે દેશના ખુદ રાજકર્ત્તાના પહરોણા તરીકે તે આવેલો, અને તેને આ બે નાચીજ આદમીઓ આવી રીતે અટકાવે ને તુચ્છકાર ને મસખરીથી તેની સાથે વર્તે! મહાન જરમન શેહેનશાહતનો તે માલીક ને આપઅખત્યાર કયસર તેને આ બે ગુંડાઓ મુશકા ટાઇટ કરીને લઇ જવાની ધમકી આપે! યા ખોદા! આ સુધરેલા જમાનામાં ને સુધરેલાં દેશમાં એવું કોઇએ કદી જોયલું, સાંભળેલું?

જો કયસર પોતાના જરમન મુલકમાં હોત અને ખાલી એક આંગળી ઉંચકતે તો કુડીબંધ પોલીસમેનો ને બીજાઓ તેની મદદે ધસારાબંધ દોડી આવતે. પણ આ છુટાપણાંનો કેહેવાતો દેશ, ઇંગલંડ, તેમાં તેના જેવા એક આલા દરજ્જેના રાજપતિને આવા બે કોરગાઓની દયાએ જવું પડે! એ તે શું કહેવાય?

તેની તમામ જીંદગીમાં આવું અપમાન તેને કદી મળેલું નહિ. તે ગુસ્સાથી તપી ગયો, અને ઉશકેરાઇ જઇ જમીન પર પગો અફાળતો પોકારી ઉઠયો, "બસ, બસ, ઓ લુચ્ચાઓ! હટો, અહિંથી એકદમ

દફે થઇ જાઓ, નહિ તો તમારી કમબખ્તી આવી લાગેલી સમજજો."

પણ કોઇની ભપકીસપકીથી ડરી જાય એવા પેલા બે નહિ હતા. તેમાંનો એક બોલ્યો :-

"બસ કરો, મારા નામવર, બસ કરો. કંઇ ઘણે છેટે તમારી સાથે નથી જવાનું. અમારી સાથે અમોળા ચાલી આવો ને થોડી વારમાં તમોને તમારા મેહેલમાં હમો પોહોંચતા કરીશું. અમો ધાર્યે છીએ કે સાહેબ ભુલા પડી ગયા છો."

"હવે મુંગા મુંગા તમો બેઉ જન તમારી આ હલકી મશકરી છોડી દેઓ, ને મને માહારે રસ્તે જવા દેઓ. હું જરમનીનો શેહેનશાહ છું તે તમો જાણો છો, તો માહારો મેહેલ આએ ઠેકાણે કયાંથી હોય ? હું તો હમણાંજ મારી ચાટ પરથી ઉતર્યો," કયસરે કહ્યું.

આથી પેલા લુચ્ચાઓને શું કંઇ રમુજ પડી હોય તેમ બેઉ જન પેટ પકડી પકડીને હસવા લાગ્યા; અને તેઓમાંનો એક બોલ્યો, "ઠીક, ઠીક, તમારા જેવા ઘણા ખરાઓ તો મેહેલોની વાત કરે અને તમે તો ફકત તમારી ચાટનીજ વાત કરો છો. પણ બધું એકનું એક. હવે મુંગા મુંગા હમારી સાથે ચાલ્યા આવોની કે પટયું."

ભેદ વધતોજ ચાલ્યો. કયસરને કંઇ સમજ પડતી નથી કે તે આ કંઇ સ્વપ્નું જોય છે કે શું. તેટલામાં એક ઉંચણુસી જેવો પોલીસમેન ત્યાં આવી લાગ્યો, અને શહેનશાહે તેને પોતાની મદદે બોલાવ્યો, અને ઉશકેરાયલા અવાજે બોલ્યો, "પોલીસમેન, હું જરમન શાહાનશાહ છું. આ બે બદમાશોને એકદમ પકડ, હું તને ફરમાઉં છું; નહિ તો હું તને પરહેજ કરાવીશ. કેમ વેગ, મોહોડું શું જોયા કરે છે ? ચાલ, ઉતાવળ કર."

પેલા બેમાંના એક લુચ્ચાએ પોલીસમેનના કાનપર પડીને તેને કાંઇ કહ્યું, જે સાંભળી તે પોલીસમેન બોલ્યો, "અંહહં ! વાત કેડી એમ છે કે ? હું સમજ્યો, સમજ્યો."

"સમજ્યો ? શું સમજ્યો, ઓ બેવકુફ ! હું તને કહું છું કે હું જરમન શેહેનશાહ છું. હું શેહેનશાહ છું એમ લોક જાણે તો તેઓ મને જોવાને વાસ્તે તુટાતુટ કરે તે માહારા ખવાસને અણગમતું હોવાથી હું વેશ બદલીને ફરૂં છું. જો આએ માહારી દાહાડી બનાવટી છે." એમ બોલતાં સાથ કયસરે પોતાની ખોટી દાહાડી ખેંચી કાહાડી, કે જેથી પોલીસમેનની ખાતરી થાય કે તે જે કહે તે ખરૂં છે, અને તે ખરેખરોજ જરમન શેહેનશાહ છે.

પણ એથી સીપાઇદાદાની ખાતરી તો ધારવા કરતાં ઉલટીજ થઇ, અને તેને હવે ચોકસજ લાગ્યું કે પેલા આદમીએ તેના કાનમાં જે વાત કહી હતી તે ખરીજ છે કે આ બીચારાની આગડી ખસેલી છે અને મેડહાઉસમાં તેને રાખેલો હતો. ત્યાંથી તે નાહાસી આવેલો છે.

બીલે હવે લાગ જોઇ તાપસી પુરી, “પોલીસમેન, બધું બરાબર છે, રીતસરનું છે. આ બાપડાનું કાતર્યું ધસેલું છે ને એને એવો કાંઇ ધખારો બેસી ગયલો છે કે એ પોતે જરમન શેહેનશાહ છે. ગરીબ બચારો ! એવા બાપડા ઘણાં ગાંડાઓ આવે છે. હવે કંઇ નહિ, હમોએ એને હમારા કબજનમાં લીધો છે અને હવે એ વધારે મેહેનત આપશે નહિ, તમે સીધારો.”

આએ સાંભળી, પેલો ઉંઘણુસી પોલીસમેન ત્યાંથી ચાલતો થયો.

શેહેનશાહ તો હવે વધુ ને વધુ છેડાયો. “ઓ બદમાસો !” તેણે પોકાર માર્યો, “શું તમો મને ગાંડો સમજો છો ? મને ? મ–અ–અ–ને ?”

બીલે પોતાના સાથીને કહ્યું, “નેડ, આપણો નાહકનો વખત જાય છે, એ ગાંડા સાથે તકરારમાં ઉતરવાની આપણને ફુરસદ નથી.” અને હવે બેઉ જણાએ કયસરનો એક એક હાથ પોતાના પંજામાં મજબુત પકડી, તેને થોડેક છેટે આવેલાં એક ઘરમાં લઇ ગયા.

અંદર દાખલ થતાંજ એક સુંદર જવાન અબળા કયસરને એક નાધળા, પુરાં પાધરાં ફરનીચર વગરના ઓરડામાં લઇ ગઇ.

“નામવર કયસર મ ફ કરજો કે આનાં કરતાં વધારે સીંગારેલાં દીવાનખાનામાં તમારા બુલંદ દરજ્જાને છાજતો આવકાર હું આપી શકતી નથી, કેમકે હું પૈસે તવંગર નથી અને આથી વધારે ભપકાદાર હાલતમાં રેહેવા વસવાની માહારી સ્થીતિ નથી,” પેલી અબળાએ ઘણીજ શુદ્ધ ને સરસ જરમન ભાષામાં બોલવા માંડયું.

શેહેનશાહ પાછો નવી ગુંચવણમાં પડયો કે વળી આ શું ખેમાન છે.

“તમો નામવર સાથે હું એક સાટું કરવા માગું છું, ને તે સબબથી મેં આપ નામવરને અહિં પકડાવી મંગાવ્યા,” તે સ્ત્રીએ ઉમેર્યું.

“અરે તું શું બકે છે ?” શેહેનશાહ પોકારી ઉઠયો, “તું શું બોલે છે તેનું તને કાંઇ ભાન છે ? તું જાણે છે હું કોણ છું ?”

" હાજી," હિમ્મતથી તે બાનુએ ઉત્તર આપ્યો, " તમામ જરમન સલતનતના તમો આપઅખત્યાર રાજપતિ છો. અને હું જે સારૂં તમો સાથે કરવા માગું છું તે જો કબુલ રાખો તો બે મીનીટની અંદર હું તમને છુટા કરૂં."

" સારૂં ! સારૂં હું કબુલ રાખું ? તમે રમસ્યામાં બોલો છો તે હું સમજી શકતો નથી."

" વચન આપો કે કાર્લને તમે છુટો કરશો તો અબઘડી હું આપને છુટા કરૂં. તમારો કોલ મને બસ છે," તે અબળાએ ધીમે અવાજે કહ્યું.

એ જવાન બાઇની આવી ઠંડે કલેજેની હિમત જોઇને શેહેનશાહને હસવું આવ્યું. અખંડ જરમન સલતનતના કુલઅખત્યાર શેહેનશાહ એક નાજુક અબળાને હાથે કેદી ! એ બી તકદીરની તાસીર.

" કાર્લ ? તે કોણ છે ? " તેણે સવાલ કીધો.

" માહારી સાથે અદરાયલો માહારો વહાલો, " શરમાઇને તેણીએ જવાબ આપ્યો.

"વારૂં. પણ શામાંથી ને કયાંથી એને છુટો કરવા તમો મને કહો છો ? "

" આપ નામદારને માટે કંઇક અપશબ્દો એણે કોઇ આગળ વાપડેલા તેથી આપે એના ઉપર ખીજવાઇને એને બંદીખાને મોકલાવ્યો છે તેમાંથી. પરંતુ હું તમો નામવરને ખાતરી આપું છું કે માહારા કાર્લની મતલબ તમારી તરફ કોઇબી રીતની દવેશી કે તુચ્છકારભરી નહિ હતી.

" માહારે માટે એણે કયા અપશબ્દો વાપર્યા હતા ? "

" એ બોલેલો કે આવું મોહોટું ખરચાળુ લશકર આપ નભાવો છો તેથી તમો બડા મુરખા છેઓ, અને ઇંગ્લંડને જેવી નૌકા રાખવાનો તમે ઇરાદો ને ફાંકો રાખો છો, તેથી તમો બડા ગધ્ધા છેઓ."

" અહહં ! એટલું બધું એ બોલેલો ? વારૂં, એ તકસીર માટે એને કેટલી શિક્ષા ફરમાવવામાં આવી છે ? "

" ચાર વરસની સાદા કેદખાનાની ટેપ, અને દશ વર્ષ સુધી શેહેરી તરીકેના એના સઘળા હક છીનવી લેવામાં આવ્યા છે."

" અહહં ! સજા તો ભારી થઇ છે. પણ તમે જાણો છો કે એ બાબતની મને સેહેજ પણ માહીતી નથી ને મેં એ વિશે કશું સાંભળ્યું નથી ?"

" તમે સાંભળ્યું નથી ? " પેલી સ્ત્રીએ અજાયબીથી પુછ્યું, " ત્યારે એને બંદીખાને કાંય મોકલવામાં આવ્યો ?"

"એણે દેશના કાયદા સામે વાંક કીધો તો તેનું પરિણામ એણે ભોગવવુંજ જોઇએ, શિવાય કે તમે કહ્યું હતું તેમ આપણે કંઇ સાટું નક્કી કર્યે. પણ, બાનુ, સમજો કે તમારી શરત હું નહિ સ્વીકારૂં તો પછી ?"

"તો પછી એટલુંજ કે તમો તમારો વિચાર ફેરવો નહિ ને માહારી માંગણી કબુલ રાખો નહિ ત્યાં સુધી હું અને માહારાં માણસો તમુને અહિંજ રોકી રાખીશું," તે બાનુએ રોકડો જવાબ દીધો.

"વૅલ, વૅલ, માહારે કહેવું જોઇએ કે તમારા જેવી અજબ ઓરત મેં જોઇ કે સાંભળેલી નથી. તમારી મતલબ પાર પાડવા ખાતર તમોએ જે વિચિત્ર રીત અખત્યાર કીધી છે, તે જરાકબી મને પસંદ નથી. છતાં માહારે કહેવું જોઇએ કે તમારી હિમ્મત હું વખાણું છું. તમારો પ્યારો કાર્લ બંદીખાનેથી છુટશે, પણ તે ફકત એવી શરતે કે આજે બનેલો આ બનાવ તમોએ કદીબી કોઇ આગળ કહેવો નહિ, અને આજે સહવારનાં હું એમ ફરવા નીકળીશ તેની ખબર તમોને કેમ પોહોંચી તે મને તમારે હમણાં જણાવવું."

"નામવર શેહેનશાહ," તે અબળાએ ઉત્તર વાળ્યો, "આ કામમાં નથી કોઇએ મને ખબર આપી કે નથી મને કોઇની મદદ મળેલી. માહારી યુકિત જો આગમજથી કોઇનેબી હું જણાવું તો તે ફોડી મારે અને પરિણામમાં માહારે તુરંગ ભોગવવી પડે. ઘણી વખત માહારા વાંચવામાં આવ્યું હતું કે આપ નામદાર ખલીફ હારૂન અલ રશીદની માફક છુપે વેશે અવારનવાર ફરવા નીકળી પડો છો, તેથી મેં મનમાં કસદ કરી લીધો હતો કે આપ જ્યાંની બોટ રેસમાં ઉતરનાર છેઓ તે ટાંકણે તમે ઇંગ્લંડમાં હોવો તેટલાં કોઇ પણ કળાથી હું તમુને બંદીવાન કરૂં તો કાર્લનો તાકીદે છુટકો થવાનો સંભવ રહે. વળી મેં એમ પણ વાંચેલું હતું કે આ ઇંગ્લંડ દેશમાં એવા ઘણા ઘેલાઓ છે, જેઆને એવો એક ધખારો રહે છે કે તેઓ જરમનીના શેહેનશાહ છે. એથી મને એવો વિચાર સુજ્યો કે બે ખડતલ આદમી રાખી, તમે જયારે છુપે વેશે ફરવા નીકળો ત્યારે લાગ જોઇને તમે ઘેલા છેઓ ને જરમન શેહેનશાહ છેઓ એવો તમુને ગાંડો ધખારો છે એવું જણાવી તે ખપતાઓને હાથે તમુને પકડાવી મંગાવું. પોહોર ફાટે તે પહેલાં ત્રણ ત્રણ દિવસ થયાં હું માહારાં એ માણસો સાથે તમારી શોધમાં નીકળું છું, અને ખોદાની કરમ બક્ષેશથી આજે હું માહારી મેહેનત અને યુકિતમાં ફાવી, અને આપ માહારા કબજામાં આવ્યા છો. હવે માહારો પ્યારો કાર્લ ખચીત બંદીખાનેથી છુટશે. મેહેરબાન

શેહેનશાહ, માહારા વહાલાને ખાતર આપ નામવર સાથે જે બેઅદબી મેં કીધી છે, તે માટે તમો અદલ રાજપતિની માફી હું ખરાં જીગરથી ચાહું છું."

"અને તે માફી હું તમુને બક્ષું છું." કયસર બોલ્યો, "પણ છોકરી આએ તાહારી યુકિત પાર પાડવાને વાસ્તેનો તાહારો ખરચ તું કયાંથી લાવી?"

"જી, જે પૈસા અમોએ હમારી શાદીને વાસ્તે એકઠા કીધા હતા તે બધા મેં એમાં ખરચી નાખ્યા છે, અને હવે તેથી હમારી શાદીને માટે હમોને લાંબો વખત થોભી જવું પડશે," તે જુવાન અબળાએ શરમાઇને જવાબ આપ્યો, અને તેણીની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં.

મગર નહિ, તે બાનુને લાંબો વખત થોભવું પડયું નહિ; કેમકે કાલ્ર્નને કેદખાનામાંથી છુટો કરવાના પોતાના હોકમની સાથે દશ હજાર માર્કની એક કોથળી પણ કયસરે તેના પર મોકલાવી આપી. સહુ સારૂં જેનું સેવટ સારૂં.

# પિત્તળના હાથાવાળી ઇસકોત્રી.

———:o:———

અસલ ઓકની પેટીની છે ભેદી વાત,
કરે કામદેવ એકાએક મેનવર્સને માહાત.

મેનવર્સ માહવારી ચોપાનીઆંઓને વાસ્તે સુંદર નાની વાર્તાઓ લખતો હતો. પણ આજે ત્રણ ત્રણ દહાડાઓ થયાં એકાદ નવી વાતનું વળું જોડવાને વાસ્તે તે ઘણી માથાઝીક કરે છે, પણ ફોકટ. કંઇભી નવું તેનાં ભેજામાંથી નીકળતું નથી. આએ વાત જોડું ને પેલું લખું, ને ઓળું ચિતરૂં, એવા ખ્યાલમાં ત્રણ દિવસ ને ત્રણ રાત ગુજારી પણ કશું મંડાણ એ કરી શકયો નથી. અંતે એની ખાતરી થઇ કે એનું ભેજું હાલ તરત ઉંઘાવા ગયું છે, વાસ્તે બેહેતર કે તે પાછું જાગૃત થાય ત્યાં તુલક બહાર કેહે નીકળી પડું. કલમને નાખું બાળી ને ખડયો નાખું ભોગી; જ્યાં મગજજ હડતાળ પાડી બેઠું છે, ત્યાં શાહી ને કલમદાનીને શું કરૂં; બસ બહાર ચાલી જાઉં. એમ મનમાં બબડતો તે ઉઠયો, ખુંટી પરથી ટોપી ઉપાડી, માથે ઘાલી, ને ચાલુ મુકયું.

"પેહેલાં જઇને પેટ ભરતું ભોજન ભચડું," તે મનસે બોલ્યો, "પછી સોહોજા વાઇનની એક પેંટ ગટાઉં, પછી એક સોહોજી જેવી સીગાર ફુંકું, અને પછી ત્રેનમાં સવાર થઇ શેહેરથી દુર પરગણુંમાં નીકળી જાઉં; ને પેન, પેપર, ચોપડી, ચોપાનીઆં, વાર્તા, અધિપતિ, એ કોઇ કોઇ ચીજનો બસ હાલ વિચારજ નહિ લાઉં."

ક્રીકેટની રમતનો મેનવર્સ શોખીન હોવાથી, ફુરસદ મળે લોર્ડસ ક્રીકેટ ગ્રાઉન્ડ પર અવારનવાર એ ક્રીકેટ રમવા જતો હતો; તેથી ત્યાં નજદીકમાંજ સેન્ટ જોન્સ વુડની પડોશમાંના એક વિશાળ મેનશનના માળા પર તે રહેતો હતો.

પોતીકા બાહારના ઓરડાને કળ દઇ, ગ્રોવ–એન્ડ રોડને રસ્તેથી થઇ ગ્રેટ સેનત્રલ રેલવે સ્તેશન ભણી તેણે ચાલુ મુકયું. એ સ્તેશન પરનાં કુશાદે રીફ્રેશમેન્ટ રૂમમાં ભોજન લઇ, ત્યાંથી ત્રેન પકડી બકીંગહેમ શીઅરનાં કોઇ ગામમાં જઇ લટાર મારી આવવાનો એનો એરાદો હતો. એપ્રીલ મહિનો હોવાથી ખેતરો તથા જંગલો લીલોતરીથી ખુશનુમા

બન્યાં હોવાં જોઇએ, જ્યાં ફરતાં, તથા ગામડેનાં મેંઢાં, ગાય ને ઘેટાં ને ફુલ ને ફળાદિ, એવું એવું નિહાળતાં, મન નિર્ગમન થયા વિના રેહેશે નહિ. વિશેષ, એ મોસમમાં ઝાડ, ઝાડીઓમાંથી લાવરી ને કોયળ ને મેના જેવાં ગાનારાં પક્ષીઓ સુંદર સરોદો લલકારતાંબી હશે, જેથી એ ઘડી જીવ્રબી રીઝાશે. ગીચ વસ્તીનાં શેહેરમાં બેસી, કાગજના તાવો ઉપર કલમ ઘસડી, ઘસાયલું ભેજું વધારે ઘસવા કરતાં, ગામડેની ચોખ્ખી તરોતાજગી ભરી હવા દમમાં લેવી, અને ખુદરતી દેખાવો નિહાળવા, એથી ઉત્તમ શું ?

આમ વિચાર કરતો કરતો લીસન-ગ્રોવને અરધે રસ્તે તે આવી પુગ્યો, જ્યાં એની ઓળખવાળી એક દુકાન હતી જેમાં જુનું, સેકન્ડ-હેન્ડ ફરનીચર વેચાતું હતું. એ દુકાનેથી એણે અગાઉ અવારનવાર ખરીદીઓ કીધી હતી. દુકાનની બારીને વચ્ચે પિત્તળના હાથાઓ વાળી એક ઇસકોત્રી હતી, જેના ઉપર મેનવર્સનું લક્ષ ખેંચાયું. અસલ ઓકની, અચ્છી બનાવટની, અને ઘણી સરસ એ ઇસ્કોત્રી હતી. હડપચી પસવારતો, મેનવર્સ મનમાં બોલ્યો, “ માહારાં દીવાનખાનામાં મુકવા લાયક આએ ઇસ્કોત્રી ઘણી મજેહની લાગે છે: ત્યાં એક ખાલી ખુણું છે જેમાં અચ્છી તરેહ એ ગોઠવાઇ જશે. ”

દુકાનમાં દાખલ થઇ, તેણે દુકાનવાળાને સવાલ કીધો, “ભાઇ, આએ ઇસ્કોત્રી કેટલાંમાં આપશો ? ”

દુકાનવાળો વિચારવા લાગ્યો કે મેનવર્સ રોકડયું ગ્રાહક છે; જે લે છે તેના પૈસા અંગઉધાર રાખતો નથી, પણ તાબડતોબ ચુકવી આપે છે, તેથી એ પેટીની એની પાસેથી ઘણી મોહોટી કિમત મંગાય નહી. વળી તેને એબી ખબર હતી કે કિમતની બાબદમાં રીકઝીક કરવાનો મેનવર્સને ધિક્કાર હતો, અને તડ ને ફડ એને તો એકજ ભાવ કેહેવો જોઇએ.

“ સાહેબ, તમારી કનેથી એના સાત પૌંડ લઇશ. એ ભાવે બીજા કોઇને નહિ વેચું, હો, ” દુકાનવાળો બોલ્યો.

“ ઠીક. હમણાં તો હું ગામડે લટાર મારવા જાઉં છું. રાત્રે નવ વાગતે મારે ઘરે એ લઇ આવજે અને ચૅક લઇ જજે, સાહેબજી.” એટલું કહી મેનવર્સ સ્તેશન તરફ ચાલ્યો.

સ્તેશનના રીફ્રેશમેન્ટ રૂમમાં સ્વાદિષ્ટ ખાણુંને પુરતો ઇન્સાફ આપી, ત્રેન આવતાં તેમાં બેસી શાલફોન્ટ રોડ સ્ટેશને તે ઉતર્યો. ત્યાંથી આસપાસની ગલીઓ અને ખેતરોમાં ખુબ ફર્યો. ગામડેના દેખાવો અને ઝાડીમાંનાં ગાયણુકાર પંખીઓના સરોદોથી આંખ અને મન તર કરી, લંડન પાછો જવા નીકળ્યો. નામીચું લંડન શેહેર ગીચ વસ્તીથી છળાછળ ઉભરાઇ જાય છે; પણ એનાથી થોડેકજ દુર ઘણાં ગરગામડાંઓ એવાં આવેલાં છે જે ખુદરતી બલીહારી અને સ્વચ્છ ઉત્તમ હવા મોહોટા પ્રમાણમાં ધરાવે છે, અને જ્યાં લંડનની ઘેરાયલી હવાથી કંતરાઇ ગયલો રહીશ જો અવારનવાર લટાર મારી આવે તો તે તુરત તરોનાજગી બેશક મેલવે. મેનવર્સ ઘેર આવી પોહેંચતાં સમેત, ફરનીચરની દુકાનવાળો તથા તેનો એક આદમી પેલી ઇસ્કોત્રી સાથ આવી લાગ્યા. ઇસ્કોત્રીને તેઓએ સાફસુફ કરી, પૉલીશ કીધી હતી. દીવાનખાનાંના એક ખાલી ખાંચામાં મેનવર્સે તે લોકો પાસ તે મુકાવી, દુકાનવાળો સાત પૌંડનો કોરો કકડતો ચેક લઇને ખુશી થતો ચાલ્યો. એને સારો નફો થયો હતો, કારણકે પેટી તેના અસલ માલેક પાસેથી એણે સસતાંમાં લીધી હતી. તેમજ મેનવર્સ ખી ખુશી હતો કારણકે સાત પૌંડમાં એક અસલ અને ઉમદા દાગીનો તેને હાથ આવ્યો હતો.

આસમાની રંગની, ચીનાઇ બનાવટની, એક કિમતી બરણી મેનવર્સે ઇસ્કોત્રી ઉપર ગોઠવી; અને તેની અસર નજરને કેવી લાગે છે તે જોતો ઉભો. "ઠીક, મજેહની શોભે છે," તે મનમાં બોલ્યો, "બરાબર આએ ખુણુંને વાસ્તેજ જાણે બનાવેલી હોયની."

કેહેવત છે કે પરવાડતા ને પોણુચાર. મેનવર્સ હમણાં પરવારતો હતો એટલે લગરીક વ્હીસ્કી ચહડાવી, બીડી સળગાવી, પાછો ઇસ્કોત્રી તપાસતો ઉભો. પોતાનાં કાગજીઆંઓ હમણાં સુધી જે એક પત્રાંની પેટીમાં તે રાખતો હતો, તેમાંથી તે ખાલી કરીને આએ નવી ઇસ્કોત્રી જે મજેહની, ખાસી ફરાગત હતી, અને જેમાં ઘણાં ખાણાંઓ હતાં, તેમાં સારી રીતે ગોઠવાઇ શકાશે એવો એને વિચાર આવ્યો. વિચાર થયો એટલે તુરત અમલમાં મેળવો એ મેનવર્સનો નિયમ હતો. અને તે મુજબ જુની પેટીમાંથી કાહાડી નવી પેટીનાં ખાણાંઓમાં બધાં કાગજીઆં તે ગોઠવવા મંડયો.

અસલી પેટીઓમાં ઘણી વેળા છુપાં ખાણા રેહેતાં હતાં, આવું એકાદ છુપું ખાણું આએ ઇસકોત્રીમાં પણ હશે કે કેમ એમ મેનવર્સ ઉત્કંઠિત બની વિચાર કરતો હતો.

"ઘણી વાર્તાઓમાં આપણે વાંચેલું છે" તે મનમાં બબડયો, "કે આવી અસલી પેટીઓમાં ભેદી ખાણાં રહે છે, જેમાં કંઇ છુપી ચીજ સંતાડેલી હોય છે; જે ચીજ વિષે પેલો સંતાડનાર ધણી કબી પોતેજ વખત જતાં વિસરભામ થઇ જાય છે યા તે કબી ઓચિંતો મરણ પામતાં પેલી છુપાવેલી વસ્તુની કોઇને ખબર પડતી નથી, અને—હલ્લો! હલ્લો! સબર! આએ શું!"

ખાણુંઓ ઉઘાડ ઢાંક કરી, કાગળીઆંઓ માંહે ગોઠવતો હતો, તેટલાં એક જગ્યે મેનવર્સનું આંગળું અકસ્મતિક દબતાં, કટક કરીને અવાજ થયો, અને તે ખાણુંના નીચેનાં પાટીયાંમાંથી એક પાટીયું ખુલી ગયું, જેની હેઠે પોકળ ખાંચો દીસ્યો, જેમાં એક પરબિડું નજરે પડયું. બેંકવાળાઓ વાપડે છે એવું એ એક મોહોટું ને જાડું પરબિડું હતું, અને તેબી ખાલી નહિ, પણ ઠિસોઠિસ ભરેલું હોય એવું ઉપસેલું હતું.

મેનવર્સ અજબ થઇને સીપટી વજાડતો ઉભો. "યા ખોદા!" તે બબડયો, "ત્રણ ત્રણ દાહાડા થયાં કોઇ નવી વાર્તા જોડવાના હું પછાડા મારતો હતો, અને આએ તો ચોપડીમાંની વાત કરતાં બી અચીક રસીલી વાત બની છે. અસલી ઇસકોત્રી, છુપી કળનું ખાણું, ભેદી ઓચરીઆં! વાહ વાહ! જોવું તો સહી, કે એ ભેદી ઓચરીઆંનો શું ભરમ છે."

ખાચાં માંથી પરબિડું તેણે ઉપાડયું, અને બત્તિ આગળ લઇ જઇ તપાસવા લાગ્યો. બેશક બેંકવાળાઓ વાપરે છે તેમાંનુંજ એક મજબુત, કપડાંનાં પડવાળું, મોહોટું એ પરબિડું હતું. તે સીલ કાધેલું કિંવા ગુંદરે ચીટકાવેલું નહિ, પણ અળગું હતું, જે ખોલી તેણે માંહે નજર નાંખી.

મેનવર્સ દબ દઇને ખુરસી ઉપર બેસી ગયો. પરબિડાંમાંથી તેના હાથમાં બેંક ઓફ ઇંગ્લંડની નોટોનો એક જાડો ચોડો તેના હાથમાં સરી આવ્યો હતો, જેનાં ઉપર તેની આંખ ચોંટી રહી નોટો એક વિંટામાં વિંટાયલી હતી અને તે ઉપર રબરની એક રીંગ પોયલી હતી. થ્રેડનીડલ સ્ટ્રીટની એ નામીચી બેંકની રેશમ જેવી સુંવાળી અને કકડી કકડી નોટો કોણને ઝાલવા ન ગમે!

" આ ઇસકોત્રીમાંથી ખરેખર આ નોટોનો દળદાર ચોડા એજગબી મારે હાથ લાગ્યો છે; અને તોય જગતમાં એવા બી ગધેડાઓ હોય છે જેઓ એમજ માને છે કે આવું તો ફકત કથા કહાણીમાંજ બને, ને ખરેખરા સંસારમાં નહિ, " મેનવર્સ બબડયો.

નોટના બંડલ ઉપરથી રબરની રીંગ ખેચી કાહાડી, મેનવર્સે નોટો ગણવા માંડી. સો સો પૌંડની સત્તાવન નોટો તેણે ગણી.

" પાંચ હજાર ને સાતસો પૌંડ ! " તે બોલ્યો, " આવી મોહોટી રકમની નોટો આ પુરાણી ઇસકોત્રીમાં છુપાવવાનુ કોણને સુઝયું હશે ? ફિકર નહિ એના માલેકને ગોતી કાહાડતાં ઝાઝી મુશકેલી પડશે નહિ, કારણ કે આ નોટોના નંબરો તો કેઠેબી નોંધાયલાં હશેજ."

નોટો પાછી જોતાં મેનવર્સને માલમ પડયું કે તે બધી અનુક્રમ નંબરોની હતી; એટલે બધી એકી વખતે એકજ બેંકમાંથી અપાયલી હોવી જોઇએ. નોટોને પોતાની પોકેટ બુકમાં સેરવી, તે હવે ઉંઘવા ગયો.

બીજી સવારે લીસન–ગ્રોવ મોહોલ્લામાંના પેલા ફરનીચરવાળાની દુકાને તે ગયો, અને દુકાનદારને પુછયું, " ભાઇ, મને કહો કે કાલે જે ઇસકોત્રી તમે મને વેચી તે કોણની પાસેથી તમે ખરીદી હતી ? તમે મને પિછાનો છો તેથી તમે સમજશો કે વગર અર્થે કે નાહકની ખણખોડ ખાતર આ સવાલ હું કરૂં એમ નથી."

દુકાનદાર જાણતો હતો કે મી૦ મેનવર્સ એક હઠીલો આસામી હતો, તેથી એના સવાલોનો એ જવાબ લેવા વિના રહેનાર નથી; અને તે ઉપરાંત તે સદગૃહસ્થ હતો એટલે તેને કેહેવામાં બી અડચણ નહિ હતી.

" જુઓ મી. મેનવર્સ," તે બોલ્યો, "હું તમુને સારી રીતે ઓળખું છું તેથી તમુનેજ કહું છું, બીજા કોઇને નહિ કહેતે, કારણ કે એવું કહેવાનો મારો નિયમ નથી. એ ઇશકોત્રી તથા તે સાથે એવીજ ઢબનો બીજો કેટલોક પુરાણો સામાન, જેમાં પેલું સાંમે ગ્રાન્ડ ફાધર્સ કલાક છે તે તથા આ જુનાં ઓકની ખુરસીઓ છે તે પણ હતાં, એ સર્વે એક જુવાન બાનુ સોડેથી મેં ખરીદ કીધું છે. એટલો બધો સામાન તે બાનુ પોતાની સાથે રાખી મેલવાની હાલતમાં નહિ હતી; એટલુંજ નહિ પણ પૈસા ઉપજાવવા ખાતર તેને એ વેચી નાંખવાની જરૂર પડી, ને એ બધાનું દામ બી મેં સારૂં આપ્યું છે, કારણ કે દાગીના બી સારા છે. હું જોઇ શકયો હતો કે એ

પુરાણા સામાનથી છુટું પડતાં તે બાનુને ધાખું લાગતું હતું, પણ તે કાહાડી નાખવા વગર તેણીનો છુટકો નહિ હતો.”

“એ ખરીદ કરવાને કેટલો વખત થયો ?” મેનવર્સે સવાલ કીધો.

“ઝાઝો લાંબો વખત નથી થયો.” ફરનીચરવાળાએ ઉત્તર દીધો. “તે અગાઉની પાસેના માલ માંહેથી ફક્ત ઇસકોત્રીજ મેં વેચી છે.”

“તેણીનું ઠેકાણું તમારી પાસે હોય તો મને આપો,” મેનવર્સ બોલ્યો.

દુકાનવાળો પોતાની લખવાની મેજ ઉપર તલાસ કરી એક નોંધપોથી લઇ આવ્યો, અને તેનાં પાનાં ઉઠલાવી જ્યાં તે બાનુનું ઠેકાણું લખી લીધું હતું તે મેનવર્સને બતાવ્યું. તેણીનું નામ જરા અસાધારણ હતું—મીસ ગ્રેન્થમ, અને મએદા–વેલ આગલથી નીકળતી એક ગલીમાં તે રહેતી હતી.

“ઠીક, ઠીક,” મેનવર્સ બોલ્યો, “હું હવે જાઉં છું. કાલે હું પાછો તમુને મલું ત્યાં સુધી એ ફરનીચરમાંની એકબી વસ્તુ તમે વેચના ના. એથી તમને નુકશાન થાય તેનો જોખમદાર હું છું.” એટલું બોલી મેનવર્સ ત્યાંથી ઝડપથી ચાલી ગયો.

ફરનીચરવાળો દાહાડીમાં હાથ નાખી વિચારમાં ઉભો. એ સમજ્યો કે પેલી પુરાણી ઇસકોત્રીમાંથી મેનવર્સને કોઇ મોહોટી સ્થવર મીલકતના દસ્તાવેજો હાથ લાગ્યા હશે, જે મીલકતની હકદાર માલેક મીસ ગ્રેન્થમ હોવી જોઇએ. સાથે સાથે એમની કલ્પના દોડાવતાં તે અચકાયો નહિ કે મેનવર્સ એ છોડી સાથે પ્યારમાં પડીને પરણી જશે અને તેણીની દોલત અને મીલકતનો ભાગ્યો થવાનો.

દુકાનેથી નીકળી મેનવર્સ સીધો એજવેર રોડને રસ્તેથી મએદાવેલ આગળથી જે સાંકડી શેરી નીકળે છે તેમાં પેઠો. કુદરતી મેનવર્સે વિચાર્યું કે આ સાંકડી શેરીમાં વસતાં લોકો દોલતના ડરંગથી ડબાયલાં તો હોયજ નહિ. જે ઘર તે શોધતો હતો તે તેને મળ્યું. ઓરડાઓના ગાળા કરીને ભાડે અપાતું હોય એવું તે મકાન જણાતું હતું. ભોંયતળિયેની આગળી તરફની બારીના એક ખુણામાં મેનવર્સે એક કાર્ડ દીઠો, જે ઉપર મોહોટા હરફે ‘ટાઇપરાઇટીંગ’ એટલો એક બોલ છાપેલો હતો, અને તેની હેઠે નાના હરફે ‘મીસ મેરી ગ્રેન્થમ’ એમ નામ હતું. કાર્ડ વાંચી મેનવર્સ ખુશી થઇ મનમાં બોલ્યો, “ઠીક છે, આથી મારૂં કામ સહેલું બન્યું.” તેણે દરવાજા પરનો ઘંટ વગાડયો, જે સાંભળી એક મેલાં વસ્ત્ર પેહેરેલી છોડી બહાર આવી.

મેનવર્સે તેણીને કહ્યું કે મીસ ગ્રેન્થમને તે મળવા માંગે છે, જે ઉપરથી તે ચાલમાં ફરી એક ઓરડામાં ડોકયું કરી બોલી, "મીસ ગ્રેન્થમ, કોઇ જુવાન્યો તમુને મલવા આવ્યો છે,"

મીસ ગ્રેન્થમ પોતાના ટાઇપરાઇટર આગળથી ઉઠીને બહાર દરવાજા પર આવી. તેણીની વય વીશ વર્ષની જણાતી હતી. મેનવર્સે જોયું કે તેણીની ચેહેરો આકર્ષિત હતો, તેણીનાં આંખ્યો તેમજ વાળ ભુરાં હતાં, તેણીની અદા ખાનદાની બાનુ જેવી હતી, પણ તેણીના ચેહેરા ઉપર ફિકર અને જંજાલનો અચુક છાપ હતો.

પુછવાની ઢપે તેણીએ મેનવર્સ તરફ નજર કીધી.

"અં—અ—મને મારૂં એક લખાણ ઉતાવળે ટાઇપ કરાવવું છે," તે અચકાતો અચકાતો બોલી પડયો, "અહિથી હું પસાર થતો હતો, તેટલાં બારીમાંના તમારા કાર્ડ ઉપર મારી નજર પડી. તમે મારૂં લખાણ ટાઇપ કરી આપશો ?"

"બહુ ખુશીની સાથ," તે છોડીએ જવાબ દીધો," અને કેહેશો તો હવડાં તુરત ટાઇપ કરી આપીશ."

મેનવર્સ જોન રાજી થયો કે તેણીનો સાદ તદન લેડીલાઇક હતો. હા, પેલા ફરનીચરની દુકાનવાળાનું કહેવું ખરૂં હતું કે એ છોકરી ખાનદાની હતી, પણ જમાનાની ગીરદેશથી તંગીમાં આવી પડી હતી.

કાર્ડ—કેસ કાહાડી તેમાંથી પોતાનો એક કાર્ડ કાહાડી મેનવર્સે તેણીને આપ્યો, અને બોલ્યો, "થેંકયુ. મારૂં લખાણ ટાઇપ કરવાનું છે તે આજે બપોર આગમજ તમે આવીને લઇ જશો યા મંગાવી લેશો ? હું રહું છું તે મકાન હયાંથી આઘું છેટે નથી."

તે છોડીએ કાર્ડ ઉપર નજર કીધી, અને તેણીના મોહોડાં ઉપર રતાસ આવ્યો તે ઉપરથી મેનવર્સ સમજી ગયો કે તેણીએ નામ ઉપરથી તેને ઓળખ્યો હતો.

"હું પોતે આવીશજી, બપોરે એક વાગતે," તેણીએ જવાબ આપ્યો.

"ઠીક, એક વાગતામાં હું પુરૂં કરી રાખીશ; લઇ જજો." મેનવર્સ બોલ્યો, અને ટોપી ઉતારી સલામ કરી ચાલી ગયો, અને ચાલતાં ચાલતાં વિચાર કરતો થયો કે ઇસકોત્રીમાંથી જે નોટો નીકળી હતી તે સાથ આ છોડીને ખરેખરો સંબંધ કેટલો હશે.

"વાર્તાનું પેહેલું પ્રકરણ હયાં ખતમ થયું; હવે બીજું પ્રકરણ શું બને છે તે જોવાનું છે," તે મનમાં બોલ્યો.

ઘરે જઇ મેનવર્સે પોતાની લખેલી એક વાતનો હસ્તલેખ ખોળી કાહાડયો ને તે મીસ ગ્રેન્થમને ટાઇપ કરવા આપવા તેણે નક્કી કર્યું. ટાઇપ કરવા આપવાનું તો અમસ્થું ઓઠું હતું. મેનવર્સની ખરી મતલબ તો એ હતી કે એ બાંહાણે મીસ ગ્રેન્થમને પોતીકે ઘરે બોલાવવી ને જોવું કે પેલી ઇસકોત્રી તે ઓળખે છે કે.

બપોરના એકને ટકોરે બારણું ખોલી મીસ ગ્રેન્થમને તેણે દાખલ કીધી, ત્યારે તેણીની સાથ એક છોકરો હતો, જેનો ચેહેરો તેણીને એટલો મળતો આવતો હતો કે મેનવર્સને તરત લાગ્યું કે એ બન્ને ભાઇ બેહેન હોવાં જોઇએ દેખાવમાં તે નાજુક હતો અને હવડાંજ માંદગીમાંથી ઉઠયો હોય એમ જણાતું હતું.

"આએ મારો ભાઇ છે જી," તે બોલી; "એ થોડુંક થયુંજ માંદગીમાંથી ઉઠયો છે. હમેશાં હું એને સાંહાજનાં ફરવા લઇ જાઉં છું; પણ આજે સાંહાંજે તમારાં કામ ઉપર બેસવું પડશે, અને એને બહાર નહિ લઇ જવાશે, તેથી કરી હું એને હમણાં મારી સાથે લેતી આવી છું જી."
"એ દાકેલો દેખાય છે, અને એને આશાયશની જરૂર જણાય છે," મેનવર્સ બોલ્યો, "વાસ્તે તમે લોક અંદરના ઓરડામાં આંવો, અને થોડોવાર બેસો."

જે દીવાનખાનાંમાં ઇસકોત્રી મેલેલી હતી ત્યાં તેઓને લઇ જઇને બેસાડયાં. "ટાઇપ કરવાનું લખાણ તૈયાર છે. તમારો ભાઇ આશાયશ લે તેટલાં હું તમુને સમજણ પાડીશ કે એ હું કેવી રીતે ટાઇપ કરાવા માંગુંછું." એમ બોલી મેનવર્સ જાણી જોઇને તે લોક આગલથી ખસી જઇ તેમની તરફ પીઠ કરી બીજી એક ટેબ્લનાં ખાણાંમાંથી લખાણ કાહાડી લાવવામાં રોકયો. ત્યાંથી ડોકું ફેરવતાં તેણે જોયું કે બન્ને ભાઇ બેહેન પેલી ઇસકોત્રીને ટગર ટગર ટિકી રહયાં હતાં.

"આ પુરાણી મારી ઇસકોત્રી તમે 'એડમાયર' કરો છો," તે બોલ્યો, "એ મેં હવડાંજ ખરીદ કીધી છે. એવી બીજી તમે કેઠે કોઇ વખતે જોયલી?"

તે ભાઇ બેહેન એકેકનાં મોહોડાં જોવા લાગ્યાં. છોકરો ધીમેથી હસ્યો, અને અને તેની બેહેન બોલી, "મી. મેનવર્સ, ખરી વાત તો એમ છે કે એ ઇસકોત્રી એક વાર ખુદ અમારી પોતાની હતી, અને થોડુંક પરજ એ મેં વેચી છે."

"ખરેખર ?" મેનવર્સ અજબ થતો હોય એવી ઢબે બોલ્યો, "ખરેખર ? ત્યારે તો એ પેટી હું કાળજીથી જાળવી રાખીશ."

મીસ ગ્રેન્થમે મી. મેનવર્સ તરફ નજર ઉંચકી, અને તે બોલી, "એ અમારી પુરાણી ઇસકોત્રી સારા હાથોમાં ગયલી જોઇ હું ખુશી થઇ છું. વારૂં જી હવે તમારા હસ્તલેખ વિષે તમે શું સમજ આપવાના છેઓજી."

હસ્તલેખને વિષે ઝાઝી સમજ આપવા જેવું હતું નહિ; તોય મેનવર્સે અમથું અમથું લંબાવ્યા કીધું, અને કોઇક પોઇન્ટ પર તેની તેજ સમજ એકથી વધુ વાર આપ્યા કીધી. ખચીત મીસ ગ્રેન્થમ સમજી હશે કે મી. મેનવર્સ યા તો 'સ્તુપીડ' હોય કે યા તો એનું ચિત્ત હમણાં કંઇ બીજામાં રોકાયું હોય.

મેનવર્સ હવે લગાર અસ્વસ્થ જણાયો. 'હં' ને 'હં' કરતો, અચકાતો અચકાતો, તે બોલ્યો, "મીસ ગ્રેન્થેમ, વ્યવહારની બાબદ વ્યવહારી રીતે થવી જોઇએ. મેં હજી સુધી તમને પુછ્યું નથી કે ટાઇપ કરવાની તમારી મેહેનતામણ શું છે. હું જે પણ કામ કરાવું છું તેનું દામ રોકડેથી ચુકવી આપવાનો મારો નિયમ છે, અને—"

એક સફાઇદાર છાપેલો કાર્ડ ખીસાંમાંથી કાહાડી મીસ ગ્રેન્થમે મેજ ઉપર મેનવર્સ આગલ મેલ્યો, અને બોલી, "આમાં મારી ફી છાપેલી છેજી. વારૂં સાહેબ, ટાઇપ કીધેલી નકલ તમુને કેટલા વખતમાં જોઇએ છેજી. ?"

"આજે સાંહાંજ સુધીમાં તમે એ પુરૂં કરી આપી શકશો ?" મેનવર્સે સવાલ કીધો, "લખાણ ઝાઝું લાંબું નથી, અને આજેજ છાપવા મોકલી આપવાનો મારો એરાદો છે."

"આજે સાડા છ વાગતે હું તૈયાર કરી લઇ આવીશજી," તેણીએ ઉત્તર આપ્યો.

"તો મેહેરબાની. બહુજ સારૂં," મેનવર્સ બોલ્યો.

બન્ને ભાઇ બેહેને રૂખસત લીધા પછી, મેનવર્સે પેલો કાર્ડ ઉપાડયો અને વાંચી મલકાયો.

"એ બી ઉત્તમ," તે બોલ્યો, "એ નોટોનો ભેદ મેળવવાને બરાબર રસ્તે હવે હું ચહડયો."

આમ બોલવાનું મેનવર્સને કારણ હતું, કેમ કે મીસ ગ્રેન્થમે આપેલા કાર્ડની હેઠે લાલ સાહીથી એમ છાપેલું હતું કે "નીચે જણાવેલા શખ્સો તરફથી મીસ ગ્રેન્થમની લાયકાત વિષે ખબર મળી શકશે." તે શખ્સોની ટીપમાં મેનવર્સે એક સોલીસીટરનું નામ વાંચ્યું જેને તે સારી રવેશે ઓળખતો હતો, અને તેથી તેના પાસથી મીસ ગ્રેન્થમ તથા ઇસકોત્રીનો લગતો ખોલાસો મળવાની તેને આશા આવી.

મી. મીચહેમ સોલીસીટરની ઑફીસ ફીલબર્ન તરફ હતી. ત્યાં મેનવર્સ મીસ ગ્રેન્થમવાળો કાર્ડ લઇને જઇ પોહોંચ્યો. સાહેબજી સલામ અરસ પરસ થયા પછી, મેનવર્સે મીચહેમ આગલ કાર્ડ મુકયો.

"આએ જુવાન બાનુને હું મારૂં ટાઇપીંગ કામ આપવાનો છું," તે બોલ્યો, "તમારૂં નામ એવણ રેફરન્સ તરીકે આપે છે. હું ધારૂં છું કે ખાતરી ભર્યું અને વાયદાસર કામ એવણ કર્યાં કરશે."

મીચહેમે પેલો કાર્ડ ઉંચકયો ને તે પર નજર કરી, મેનવર્સ તરફ જરા હસીને બોલ્યો. "મીસ ગ્રેન્થમને તમે જો નજરે જોઇ હશે તો તમુને જણાયું હશે કે તેણીને વાસતે બીજી કોઇ બહારની ખાતરીની અગત હોયજ નહિ."

"મને બી આબાદ એમજ લાગ્યું હતું," મેનવર્સ બોલ્યો, "છતાં રીતસર અમસ્થું પુછી જોઉં છું. મને લાગ્યું હતું કે જે બી કામ એ હાથમાં લે તે એ ખાતરીપુર્વક કરી શકશે; તેમજ એવું પણ મને લાગ્યું કે હંમેશાં એણીએ પોતીકું ગુજરાણ ટાઇપરાઇટર વડેજ ચલાવ્યું નહિ હોય."

"અલબત્તજ નહિ" મીચહેમે જવાબ દીધો. ધીરે રહીને મેનવર્સ હવે ગોઠવઇને ખુરસી પર બેઠો અને હાથમાંથી મોજાં સેરવતો સેરવતો બોલ્યો:—

"આએ કંઇ અજબ દુન્યા છે. ગઇ કાલે એક દુકાન પરથી મેં અસલી બનાવટની ઇસકોત્રી ખરીદી, અને આજે સહવારે મીસ ગ્રેન્થમ અને તેણીના ભાઇએ તેજ ઇસકોત્રી એકવાર તે લોકોની મતા હતી એમ ઓળખી. આખર કરેને આએ દુન્યા ઘણી સાંકડી ખરી."

મીચહેમે ડોકું ધુણાવ્યું, અને તે બોલ્યો.—

"હા, હા, મને ખબર છે કે પોતાના પિતાજીનું બધું જુનું ફરનીચર, છબીઓ, પુસ્તકો વિગેરે તેણીને હવડાં વેચી નાંખવા પડયાં છે, કારણ કે

હાલ તેણીનો વખત જરા બારીક છે. મારી ધણીઆણીને તથા મને એ બધી વાતની ખબર છે. સુખવાસી જીંદગી ગુજારવા જેટલું મીસ ગ્રેન્થમના પીતા પાસે પુરતું નાણું હતું, અને અસલી ચીજોનો સંગ્રહ કરવાનો તેને શોખ હતો. એની સ્થાવર મીલકત હતી જેમાંથી વરસ દીવસે ૩૦૦ પૌંડનું એને ભાડું તોડું આવતું હતું, તે ઉપરાંત 'હેરલડરી'ની બાબદ ઉપર એ લખાણો કરતો હતો તેમાંથી બી એને આવક થતી હતી. વર્ષ બેની વાત ઉપર એણે મીલકત વેચી નાખવાનું નક્કી કીધું, એવા એરાદાથી કે તેનાં નાણાં બીજી વધારે ઉપજ લાવે એવી કોઇ ચીજમાં રોકવાં. એક દાહાડે લન્ડન જઇ સાટું નક્કી કીધું, અને એવું જણાય છે કે તે દાહાડે બપોરે એક બેંકમાં જઇને પાંચ હજાર સાતસો પૌંડનો એક ચેક એણે ત્યાં વટાવ્યો, અને સો સો પૌંડની સતાવન નોટો ત્યાંથી લીધી. પછી એમ જણાય છે કે ત્યાંથા એ પરભાડો પોતીકે ઘેર ગયો, પણ લન્ડન જઇને એ શું કરી આવ્યો હતો તેની કશી જાણ એને પોતીકા છોકરા છોકરીને કીધી નહિ. એતેફાક એવો બન્યો કે તેજ સાંજે એને માથે લોહી ચહડયું ને બેહોશ થઇ ગયો, ને જરાબી પાછો હોશીઆરીમાં આવ્યા આગમજ આખરે મરણ પામ્યો. ખબર કાહાડતાં એટલું માલમ પડયું કે તે દિવસે તેણે શું શું કીધું હતું અને તે કયાં કયાં ગયો હતો, પણ જે સતાવન નોટો બેંકમાંથી લઇને તે નીકળ્યો હતો તે નોટોનું શું થયું તે હજી ભેદમાં રહી ગયું છે. એટલુંજ નહિ, પણ આજની ઘડી સુધી કોઇબી શખ્સ બેંક ઓફ ઇંગ્લંડમાં તેમાંની એકબી નોટ વટાવવા આવ્યો નથી. જાણે હવામાં ગેબ થઇ ગઇ હોય તેમ એ નોટોનો પત્તોજ નહીં મળે. નોટોનું બુઢાએ શું કીધું તે ભરમ રહી ગયો છે. અલબત એનું પરિણામ એ આવ્યું છે કે પૈસાની તંગી એનાં બચ્ચાંઓને ઘણી પડી છે; તથા અધુરામાં પૂરૂં બીચારો છોકરો માંદો પડી ગયો, તેથી એ લોકનો વખત બારીક થતો ચાલ્યો, અને ફર, ફરનીચર આદિ એઓને વેચી નાંખવું પડયું. પણ જુવાન મીસ ગ્રેન્થમ ખરી હીંમતવાળી છોડી છે, અને પોતીકો બારીક વખત ઘણી હિંમત અને ચાલાકીથી સાચવી લે છે."

મેનવર્સને હવે વિચિત્ર હસવું આવ્યું, અને તે બોલી ઉઠયો, "મીચહેમ, મીચહેમ, તમે માનશો ? કથા, કાહાણીને ભુલાવે એવી વાત બની છે. તમે અગાઉ બોલતા હતા કે અમે વાર્તાઓના લખનારા બધી ખાલી કલ્પિત વાતો ચિત્રી કાહાડીએ છીએ ને ખરેખરૂં રોજની દુન્યામાં તેવું તો કંઇ બનતું નથી. પણ હવે તમેજ જુઓ કે કહાણાં કિસ્સા કરતાં વધુ નવાઇની ને અચંબા જેવી વાત બની છે કે નથી બની. લેઓ જુવો, જુવો !"

બોલતાં સમેત મેનવર્સે ખીસામાંથી નોટોનો ચોડો બહાર કહાડી મીચહેમની આંખ સામે ધર્યો.

"મેં, એ ગેબ થઇ ગયલી સત્તાવને સત્તાવન નોટો પાતાળમાંથી શોધી કહાડી છે, અને હવે હું જઇને એ નોટો એના ખરા હકદાર પેલાં ભાઇ બેહેનને પોહોંચાડી આવું છું," તે બોલ્યો, અને નોટોનું બંડલ એના હાથમાં કેમ આવ્યું, તેનો ખોલાસો મીચહેમ આગળ હસતે ચેહેરે કીધો.

"મેનવર્સ," મીચહેમ બોલ્યો, "અરે આએ તો એક ખરેખરોજ કિસ્સો બન્યો છે, હેં."

"મીચહેમ દોસ્ત," મેનવર્સે ઉલટમંદ ઉત્તર આપ્યો, "યાર મીચ-હેમ, એ તો કિસ્સાનું પહેલું પ્રકરણ થયું છે, હો. બીજું પ્રકરણ તો બાકી છે, સબબ કે હું એ જુવાન ખુબસુરત નાર સાથ જોતાં ને વાર પહેલી નજરે પ્યારમાં પડયો છું, અને ખોદાનું કરવું છે તો એનો હાથ મેળવવા હું ફ્તેહ પામીશ, અને ઇશ્વર મહેરે અમનચમનમાં હમો હમારા દાહાડા કાહાડીશું. સાહેબજી, સાહેબજી."

## તેનું બીન હરીફ લખાણઃ સાચા પ્યારની એક મનહર વાર્તા.

ગયાં નેન, ફરી વળ્યો આંખે અંધકાર;
પણ જુઓ એક સતવંતિ નારીનો પ્યાર
બનાવી શકે છે કેવો ચમત્કાર.

ફીલીપ માર્સટન કેવળ ૨૫ વર્ષની ઉમરનો જુવાન મર્દ હતો, પરંતુ અત્યારમાંજ એણે નાહાની નાહાની સુંદર વાર્તાઓ રચવા માંડી હતી. હજી તો સીડીનાં છેક નીચલાં પગથિયાં પર તેણે પગ મેલ્યો હતો. મગર એ ઉલટમંદ જવાનની છાતીમાં એવી ઉમેદ ને ઉત્કંઠા હતી કે કીર્તિને મથાળે પુર ઝડપથી ચહડું ને એક બાહોશ લેખક તરીકે તુરત નામના કાહાડું. દુન્યામાં કોઇ તેનો સગો કે વાહાલો નહિ હતો.

લનડનના લેખકો તથા ગ્રંથકર્ત્તાઓનો માનીતો ને જાણીતો ફ્લીટ સ્ટ્રીટનો મોહોલ્લો છે, તે તરફની એક ગલીમાં આવેલાં એક નાહાના ઘેરમાં થોડી જગો ભાડે લઇને તે રહેતો હતો. એજ ઘરમાં મૉલી એન્દરૂસ નામની એક મનમોહન સુરતની નવજવાન કુમારીકા પણ રેહેતી હતી.

એ મૉલીએ મ્યુઝીકનો અચ્છો અભ્યાસ કીધો હતો, અને છોકરાંઓને ઘેરે જઇ તેઓને ગાયનનું શિક્ષણ આપવાનો ધંધો કરી મુશકેલીથી મગર આબરૂ સાથે પોતાનું ગુજરાણ કરતી હતી. એનાં માબાપ બન્ને ગુજર પામ્યાં હતાં; અને કોઇ પણ એનું નજદીકનું સગું નહિં હોવાથી એ બાપડી પણ ફીલીપ માર્સટનની માફક એકલી પોતાનાજ આધારે હતી.

મૉલી અને ફીલીપ બન્ને જુવાન, બન્ને દુન્યામાં ખેશ ખેશાવંદ વગરનાં એકલાં, બન્ને ભવિષ્યની મોહોટી ઉમેદ ધરાવનારાં, વળી એક મ્યુઝીશીઅન ને બીજો લેખક, બેઉ દેખાવે ઘટમાળાં, અને ઉપરાંતમાં પાસે પાસેનાં પડોશી,–તેથી જો વખત જતાં એમને ઓળખાણ પડે, ઓળખાણ મિત્રતાનું રૂપ પકડે, અને, આખરે, તે મિત્રતા આગળ વધીને પ્યારનું રૂપ પકડે તો તેમાં નવાઇ નહિ.

ફીલીપે અને મૉલીએ જે દાહાડે પોતીકો પ્યાર પરસ્પર જાહેર કીધો, તે દિવસે જાણે તેઓએ સ્વર્ગનું સુખ મેલવ્યું હોયની તેમ તે ભોલાં અને જવાન જીવોને લાગ્યું; અને ઘડી ભર તેઓ તેમની રોજની જંજાલ ને જેહેમતનો વિચાર પણ ભુલી ગયાં.

રે પ્યાર! તું ભુલાવે છે દુઃખનાં દરંગ,
હે પ્યાર! તું ચુકાવે છે દિવસ બતંગ.
રે પ્યાર! તું ચખાડે સ્વર્ગનું અમૃત,
હે પ્યાર! તું દેખાડે ચમત્કાર અખુટ.
બે નિર્દોષ જીગરોની મોહોબત મધુર
આ પૃથ્વીને આપે છે બેહેસ્તરૂપ જરૂર.

મૉલી જેવી નિર્દોષ ને મનમોહન સુંદરીનો પ્રેમ જીતવામાં ફીલીપ ફત્તેહમંદ થવાથી, તેને જીંદગીમાં હવે વધારે ને વધારે રસ લાગ્યો, અને પોતીકા લેખક તરીકેના ધંધામાં ઓર વધુ ને વધુ ઉલટ પકડી, વધુ ને વધુ કાળજીથી પોતાના કામ પર મંડયો. કહાણી કીસ્સા, વાર્તા, કવિતાઓ, વિગેરે તરેહવાર લખાણો પોતાનાં ફળદ્રુપ ભેજામાંથી તેણે લખવા માંડયાં; અને પુરા, પવિત્ર પ્રેમનો આતશ એનાં જીગરમાં જે જોસ મારી રહેલો તેના પ્રતાપથી એનાં લખાણો કંઇ અજબ જોમ, અજબ રસ, અજબ અસરથી ભરચક થતાં ગયાં. હવે એની વાર્તાઓ સેકંડ કલાસ ચોપાન્યાંના માલેકો અને ઍડીટરો છુટથી લેવા લાગ્યા જેના બદલામાં એને અવાર નવાર ચેકો મલતા રહ્યા. ખરચાળુ કે ઇત્તરનું હાંલ્લું ફીલીપ ન હતો, પણ દૂર અંદેશ ને સમજુ હોવાથી, સેવીંગ્સ બેંકમાંનું તેનું ખાતું સારી રીતે ઉપસતું ગયું.

આખરે તે બી દિવસ આવ્યો કે જ્યારે એક પેહેલી પંક્તિનાં આગેવાન ચોપાન્યાં "ધી મેટ્રોપોલીટન"ના વિદ્વાન અધીપતિએ ફીલીપે લખેલી એક ચાલુ લાંબી વાર્તા (સીરીયલ સ્ટોરી) કબુલ રાખી, અને પોતાના પ્રસિદ્ધ માહવારીમાં તે પ્રગટ કીધી. જે અંકમાં એ વાર્તાનો પેહેલો હફતો છપાયો હતો, તેની એક નકલ ખરીદ કરી, હરખાયલે હૈયે તે મૉલી આગળ લઇ ગયો. "ધી મેટ્રોપોલીટન" જેવું પ્રખ્યાત માહવારી, જેમાં ફકત ઉત્તમ લેખકોના લેખો પ્રગટ થતા, તેમાં ન્યુ સીરીયલ સ્ટોરી (નવી ચાલુ વાર્તા) ના મથાળાં તળે "કર્ત્તા—મી. ફીલીપ માર્સ્તન" એ નામ મરોરદાર કાળા ટાઇપમાં બિરાજતું જોઇ નિર્દોષ મૉલીનો હરખ માયો સમાયો નહિ.

ઉપલા માહવારીના માલેક તરફનો પેહેલો ચેક પણ ફાંકડી રકમનો આવ્યો; અને તેમાંથી ફીલીપે પોતીકાં લખાણો ટાઇપ કરવા માટે એક સારો ટાઇપરાઇટર ખરીદયો. હાથમાં કલમ પકડી, ચરરર ચરરર તાવો પર ચિતરવાની કડાકુટ કરતાં, ટાઇપરાઇટરથી ટાઇપ કરતાં એને હવે વધારે સેહેલાઇ અને મજાહ લાગવા લાગી, અને એનાં વિચારોની સરળતા તથા ભાષાની ઝમક પણ વધી.

ભવિષનાં સુખોના હવાઇ કીલ્લાઓ જવાન મૉલી અને ફીલીપ બાંધવા લાગ્યાં. મગર અફ્સોસ કે એ હવાઇ કિલ્લાઓ ટુક વખતમાંજ જમીન દોસ્ત થયા. સુર્યનો પ્રકાશ જતો રહી, અંધકાર વ્યાપી રહયો.

અરે કોણુની કાયમ સદા રહી છે આશ ?
દગાખોરી દૂન્યા બનાવે નિરાશ.
મલે છે મીઠાં સુખની કુબી એક પળ,
બીજીજ પળે ચહડે છે દુ:ખનું વાદલ.
એક પળ ખીલી પારબતી આપે સુવાસ,
બીજી પળ પડે ભોંયે, બની નિરાશ.
ચહડે રાત, સમાપ્ત થઇ સુરજનો પ્રકાશ;
બત્તી પાછળ અંધારૂં, નામ તેનો નાશ.

જ્યારે સાંહાંજ પછી બત્તી આગળ બેસીને ફીલીપ લખતો કે ટાઇપ કરતો ત્યારે તેની આંખો હવે ધપકતી હતી. છતાં એ તો ચિવટાઇથી પોતાનાં કામ પાછળ મંડેલોજ રહેતો. પણ આવાં કામનો ચાલુ ભારી બોજો એની આંખો હવે ઉઠાવી શકી નહિ. મોહોટી વસ્તુઓ વટીક એને ઝાંખી જણુાવા લાગી; ત્યારેજ એને એક નેત્રવૈદની સલાહ લેવાનું સુઝ પડયું. નેત્રવૈદે એની આંખ તપાસી, ગંભીરાઇથી માથું ધુણાવ્યું, અને એવું મત ઓચર્યું કે સેહેજ કાળમાં ફીલીપની આંખે પુરો અંધાપો આવશે. ગરીબ બીચારો ફીલીપ. તેને આ કેવી નાસીપાસી ! રડતીનાં આંશુ નુછાવવા જેવો કંઇક સબ્યારો તે નામીચા નેત્રવૈદે આપ્યો કે એક છેલ્લી અજમાયશ તરીકે આંખો પર વાઢ કાપ કરવામાં આવે તો કદાચિત આંખનું નુર પાછું આવેબી. બીજો એલાજ કશો રહયો નહિ. આંખ પર ઓપરેશન કરાવવા ફીલીપ તૈયાર થયો. પરંતુ જો કાળજ રૂઠયો, તો ગમે એવા કાબેલ શસ્ત્રવૈદની શસ્ત્રવિદ્યા પણ નિરઅર્થક જાય.

ઘણીજ સંભાળ, બારીકી તથા સફાઇથી ઓપરેશન કરવામાં આવ્યું. પણ બધી મેહેનત બરબાદ. ખોહેલું ચક્ષુ-રત્ન પાછું આવ્યું નહિ. કહેવત છે કે ધાઓ ધાઓ, ઓર કર્મમેં હોય સો પાઓ.

(દોહરો.)

લેખ લખાવી લાવ્યા, કર્મ તણા પ્રથમ,
નવ કદી ભૂસરાય તે, હો ન કાંય વિક્રમ.
ઝડપ ઝડપે દોડતાં, નવ પડે કાંઇ રાત,
જે હશે નિર્માન તે, થાશે ખરેખાત.

ફીલીપ, બાપડો, આંધળો, નવજવાન ફીલીપ. ખાવા જમવાની રૂચી તેની ઉડી ગઇ. મોંહ આગળ ભોજન મુકાતાં, તેણે બાજુએ હડસેલી કાહાડયું. હવે અન્ન જળ એને શા ખપના? હવે એણે જીવવુંજ કયાં છે? આંખે અપંગ અને અશકત, તો પછી જીવવામાં સાર શો? જેનું ચશ્મોનું નુર ગયું, તેનું બાકી શું રહયું?

ફીલીપ ઉડાસીના ઉંડા સાગરમાં ડુબ્યો, ને નિરાશાના શ્વાસ ભરવા લાગ્યો. પણ શાબાસ નારી જાતને, કે જ્યાં જબરો નર હારે ત્યાં કોમળ નાર હિંમત ધરે.

સદગુણી સુકુમાર મૉલી, ઉમેદની ભરી, જુવાન, જોબનવંતી મૉલી, પોતાના પ્યારાને આવાં દુ:ખ ને વેદનામાં જોઇ કંઇ પોતે ઓછી દુ:ખી થઇ નહિ હતી. છતાં છાતી મક્કમ રાખી, બહુ મમતા ને હેત સાથે પોતીકા નાજુક, સુંવાળા, મખમલી હાથો ફીલીપનાં ગળાંમાં નાંખી, તેણીએ દીલાસા ને હિમતના સુખનો તેના કાનમાં રેડયા. પ્રિયાના પ્રેમની એજમતી અસરથી ફીલીપના જીગરમાં જીંદગીની જોત પાછી જાગતી થઇ. મગર તેના જેવા એક આંધળા સાથ ખુબસુરત મૉલી પરણીને પોતાનો બાકીનો ભવ કાહાડે એ વિચારથી ફીલીપ મનમાં ઘણો મુંઝાતો.

"અરે મૉલી," તે બોલ્યો, "હું આંખોથી અપંગ થયો એટલે નિરૂપ્યોગી બન્યો છું. માહારાથી હવે કશું કામ થઇ શકશે નહિ. તો મને લાજમ છે કે શાદીનો જે કોલ તેં મને આપ્યો છે તેમાંથી હું તને મુકત કરૂં."

"ફીલીપ, ફીલીપ," મૉલી બોલી, "શું આવું બોલવું તને ઘટે? હું જે તાહારા સુખોમાં ભાગ્યણ થનાર હતી, તે શું તાહારા દુ:ખના દાહાડામાં તને તજી જાઉં? વહાલા, એ તું શું બોલ્યો? અગર તેં કમનસીબે તાહારી

આંખોનું નુર ખોયું છે, તો શું તાહારી કલમની તેજી બી ગઈ છે? શું તાહારી અદ્દભુત કલ્પના શકિત મંદ થઇ ગઇ છે? શું તાહારી ભાષાની ઝમક ઉતરી ગઇ છે? ના, ના, ના. વહાલા, રણસંગ્રામ હિંમતેજ જીતાય છે. તાહારા હૈયામાં ઉલટ ધર, પ્યારા. હજી તું ઘણું કરી શકશે. શું કવી મીલટનનો દાખલો આપણે જાણતાં નથી. આપણાં તમામ અંગરેજી સાહિત્યમાંનાં સર્વોત્તમ કાવ્ય "પેરેડાઇઝ લૉસ્ટ" નો એ મશહુર કર્ત્તા અપંગ હતો કે નહિ? જગપ્રસિદ્ધ ગ્રીક કાવ્ય ઇલ્યડનો કર્ત્તા અમર કવીશ્વર હોમર શું આંધળો હતો કે નહિ?"

"ખરૂં છે, મૉલી, કે 'પેરેડાઇઝ લૉસ્ટ' તથા 'ઇલ્યડ' જેવાં ઉત્તમ વીરરસ કાવ્યો રચનારા બન્ને નામીચા કવિઓ આંખથી અપંગ હતા. પણ માહારો જે બળાપો છે તે એ છે કે માહારા જેવા એક આંધળા સાથે તાહારી જુવાન જીંદગી તું કેમ ગુજારે? માહારી ફરજ છે, ના માહારો ધર્મ છે, કે આ બદલાયલા સંજોગમાં માહારે તને તુંએ આપેલા લગ્નના કોલમાંથી મુકત કરવી."

"છટ, છટ, ફીલીપ, એવા સખુન તમે કાહડતાજ ના. તમારા પરનો માહારો પ્રેમ એવો સાચો, ને એવો અગાઢ છે કે તમને હું કદી છોડીશ નહિ. કોઇ બી સંજોગમાં માહારો પ્યાર રતીભાર કમતી થનાર નથી. શેકસ્પીઅરે શું નથી કહયું કે

Love is not love
Which alters when it alteration finds.

હર હંમેશ હું તમારે પડખે રહીશ. પુર્ણ પ્રેમથી હું તમારી સેવા બજાવીશ. સુખમાં હું જે તમારી સાથી ને ભાગ્યણ થનાર હતી, તે શું દુ:ખની વેળાએ તમને તીલાંજલી આપું? ગમે એવાં સંકટમાં પણ હું તમારી ભાગ્યણ છું. અરે એક ખરી નારીની પરીક્ષા તો દુ:ખનીજ વખતે છે. માહારી પુર્ણ વફાદારી, માહારાં વાહાલ, માહારા દીલાસાથી હું તહમારૂં દુ:ખ કમતી ન કરૂં તો હું અબળાજાતી નહિ કહેવાઉં."

આટલું બોલી, ભલી ને ભોલી તે કુમારીકાએ પોતાના વહાલાને ચાંપીને કોટી કીધી, અને તેના હોટો પર મીઠાં ચુંબન કીધાં. ફીલીપે પણ પોતાનું દુ:ખ અરધું ભુલી જઇ મૉલીને દાબીને કોટી કીધી.

જે નરને ઘર હોય નેક નાર હસ્મુખી,
તેની ઝુંપડી રાજમેહેલથી વધુ સુખી.

જેમ આકાશને ચંદ્રમા શોભાવે છે,
ખરો પ્રેમ ગરીબ ઘરને દીપાવે છે.
હટાવે દુઃખને પતિવ્રતાનો પ્યાર,
છે પાકીજે પ્યાર દર્દી દીલનો આધાર.

"વહાલા ફીલીપ," મૉલીએ સખ્યારો આપ્યો," વાર્તાઓનાં જે જે વળાં તમો તમારા મનમાં ગુંથતા જશો, તે તમો જેમ જેમ મોહોડેથી બોલતા જશો તેમ તેમ તે હું ટાઇપરાઇટરથી પુર ઝડપે ઉતારતી જઇશ. અને ઇશ્વરનું કરવું છે તો હજીબી તમે માહારી અદના મદદથી નામીચા ગ્રંથકાર તરીકેની નામના મેળવશો. નિરાશ થવાનું કારણ નથી. આખરે જય છેજ."

"ખોદાના આશીષ તું પર રેહેજો, મૉલી. તમામ દુન્યામાં તાહારા શિવાય હવે માહારૂં કોઇ નથી. ખરૂં કેહું તો તુંજ માહારી તમામ દુન્યા છે."

"ત્યારે ઠીક, માહારા પર તમો આધાર રાખો; અને હિમત રાખી નાઉમેદ નહિ બનશો તો હજી ઘણું બી સુખ વૈભવ આપણે ભોગવતાં રહીશું તે નિશ્ચય માનજો." આટલું બોલી, હસતી હસતી મૉલી દોડી ગઇ ને બારીની પાળ પર ફીલીપનો ટાઇપરાઇટર હતો તે ઉઠાવી લાવી ટેબલ પર મુકયો. મૉલીનાં હસવાંની કરામતી અસર ફીલીપ પર બી ઉડી ને તેનો ચેહેરો મલકાતો થયો.

"મને એમ લાગે છે, મૉલી," ફીલીપ બોલ્યો, "કે અંધ આંખો છતાં હુંજ પોતે ટાઇપ કરી શકીશ. વહાલી, ટાઇપરાઇટરની કી-બોર્ડ પર માહારાં આંગળાં મેલ, અને દરેક અક્ષર મને તું ઓળખાવ. જરા મહાવરો પડતાં માહારે હાથેજ હું માહારાં મનમાં રચાતા લેખો ટાઇપ કરી શકીશ."

મૉલીની મદદ વડે એકેકએક અક્ષરની જગ્યા ફીલીપ શીખી ગયો, અને થોડા દાહાડાના મહાવરા પછી પોતાના હાથે પોતાનાં લખાણો ટાઇપ કરતાં તેને મુશકેલી લાગી નહિ. એકેકો તાવ ટાઇપ કરી રહેતાં તે તેના પગ આગળ એક ટોપળી મેલેલી હતી તેમાં તે નાખ્યો જતો, અને મૉલી સાંહાંજને છેડે જ્યારે પોતાનાં ટયુશનો ખલાસ કરીને તેની આગળ આવી બેસતી ત્યારે તે બધા તાવો ટોપળીમાંથી બાહાર કાહાડી અનુક્રમવાર સંભાળથી ગોઠવતી, અને બધા લેખો વાંચી જોઇ સહુ સહુના

કવરમાં નાખી જે જે અધિપતિઓ ઉપર મોકલવાનાં હોય તેઓનાં સરનામાં કરીને તપાલમાં નાખી આવતી. કેઇજ વાર એકાદ લખાણુ પાછું ફરતું. બાકી ઘણું ખરાં કબુલ થતાં હતાં, અને તેના બદલામાં અધિપતિઓ તરફથી અવારનવાર ચેકો આવ્યા જતા.

આંખોનું નુર ગુમાવી બેસવા છતાં એક ઉલટમંદ આદમી ચાહે તો ઘણું કરી શકે છે. દીન ઉગતે ફીલીપનાં દીલમાં વધારે ને વધારે ઉલટ આવતી ગઇ. આખરે જીંદગી સૌને મીઠી લાગે છે, અને જ્યાં જુવાન જીવ ત્યાં તો પુછવુંજ શું ? ફીલીપ અને મૉલીએ હવે નકકી કીધું કે સેવીંગ્સ બેંકમાં ફીલીપનાં જે નાણાં અત્યારવેરમાં જમાં થયાં છે તેમાં એક બીજા ૧૦૦ પૌંડ ઉમેરાય કે તેઓએ લગ્ન કરવાં.

એક દિવસ સંધ્યાકાળે મૉલી બહુ ઉસકેરાયલી દોડતી ઘરે આવી. તેણીના હાથમાં એક ચોપાન્યું દીસતું હતું. તે "ધી મેટ્રોપોલીતન" ચોપાન્યાંનો તરતનો નીકળેલો અંક હતો. એક હરીફ માહવારી ચોપાન્યાંમાં કોઇ જાણીતા ટિકાકારે એવી ટિકા કીધી હતી કે આજના વખતમાં ઉત્તમ પ્રકારની કલ્પિત કથા કે વાર્તા લખે એવો કોઇ પણ જુવાન ઉમરનો લેખક ઇંગ્લંડમાં છે જ નહિ. જે છે તે બધા આગળા કસાયલા પુખ્ત ઉમરના લેખકો છે. પણ "ધી મેટ્રોપોલીતન"ના અધિપતિનું મત એથી ઉલટું હતું. એ એમ માનતો હતો કે જાતી કલ્પના જુસ્સાથી ઘણી સુંદર વાર્તાઓ જોડવાની શકિત ધરાવનાર જુવાન ઉમરના લેખકોથી ઇંગ્લંડ ખાલી નથી, અને પોતાની એ માન્યતાના ટેકામાં તેણે મેટ્રોપોલીતનના આ નવા અંકમાં એકસો પૌંડની ધરખમ રકમનું ઇનામ આપવાનું જાહેર કીધું હતું, જેની શરત એવી હતી કે ૨૭ વર્ષની ઉમરની અંદરનો જે લેખક સૌથી સરસ વાર્તા પોતાનીજ કલ્પનાથી રચેલી ગોકલી આપશે તેને એ ઇનામ આપવામાં આવશે. આવતા મહિનાની છેલ્લી તારીખ સુધીમાં એ હરીફાઇની વાર્તા અધિપતિ ઉપર મોકલી આપવાની હતી. એ જાહેરખબર મૉલીએ ફીલીપને જ્યારે વાંચી સંભળાવી, ત્યારે એમાં જાહેર કીધેલું ઇનામ જીતી જવાની એને ઘણી ઉલટ થઇ.

તે બોલ્યો, "મૉલી ડીયર, આએ તો દદીને ભાવતું હતું તેવું વૈદે ફરમાવ્યું. બસ ખાઇ પીને એક એવી કકડધસ વાત જોડવા હું મંડીશ કે આ ૧૦૦ પૌંડનું ઇનામ હું જીતી જાઉં તો ખરો. એ સો પૌંડ મળવે આપણે

આપણા ઠરાવ મુજબ પરણી શકીશું. ઠીક, ઠીક. વળી મૉલી તું સાંભળે છે કે ? પરણીને હનીમુન માટે કયાં જઇએ તેનો બી હવે વિચાર કરી રાખજે, વહાલી."

મૉલીએ તેનાં કપાળ પર ચુંબન કીધું, અને તેને "ગુડલક" ઇચ્છી, પોતાના ઓરડામાં ગઇ.

એ દિવસ પછી ૧૦૦ પૌંડનાં ઇનામવાળી હરીફાઇની વાર્તા જોડવા પર ફીલીપે પોતાનું તમામ ધ્યાન લગાડયું, અને નિશ્ચય કીધો કે વાત તો એવી લખું કે તમામ હરીફોને હટાવી હુંજ ઇનામ જીતી જાઉં. ઘણીક નવી વાર્તાઓનાં વળાંઓ એણે મનમાં ઉપજાવી કાહાડયાં, અને આશરે એક ડઝન જેટલી વાર્તાઓ એણે લખી કાહાડી. પણ ભારી હરીફાઇ વચે પહેલે નંબરે આવે એવી એમાંની એકબી વાત એને લાગી નહિ.

વાર્તા મોકલી આપવાનો છેલ્લો દિવસ નજદીક આવતો ગયો. હવે એક પખવાડયું માત્ર રહ્યું હતું. પખવાડયાંનું હવે એક અઠવાડયુંજ રહ્યું. છતાં હજુબી ઇનામ જીતી જાય એવી વાત તે લખી શકયો નહિ. આખરે મહિનાની ત્રીસમી તારીખ આવી પોહોંચી, અને ૩૧ મી તારીખની બપોરે બે વાગના સુધીમાં તો "ધી મેત્રોપોલીટન"ની ઓફીસમાં વાત પુગવીજ જોઇએ. પણ હજી બાપડા ફીલીપનું કંઇ કશું ઠેકાણું નથી. એ સો પૌંડ પર તો એની તથા મૉલીની કેટલી બધી મદાર રચાયલી હતી.

ઉશ્કેરાયલાં મન સાથ આંધળો ફીલીપ બીછાનાં પર એમથી તેમ અફળાવા લાગ્યો. પાછળી રાતના બારનો ઘંટો એણે સાંભળ્યો, એક થોકાયો, બે થોકાયા. હવે એ ઉંઘમાં પડયો, અને એને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં પણ હરીફાઇ, વાત ને ઇનામ, હરીફાઇ, વાત ને ઇનામ, એમ આવ્યાજ કરે. દિવસના જાગૃતાવસ્થાના ખ્યાલો તે રાતના બી મગજમાં ઘુમ્યા કરે એણે એવું સ્વપ્નું જોયું કે જોન્સ બ્રાઉન નામના એક પંકાયલા વાર્તાનવેશની લખેલી વાર્તાને "ધી મેત્રોપોલીટન"નો અધિપતી બીજા બધાઓની વાર્તા કરતાં વધારે પસંદ કરે છે, અને એકસો પૌંડની ભરેલી એક થેલી તથા તે સાથ મૉલીનો હાથ ઇનામ તરીકે બ્રાઉનને આપે છે; જ્યારે ફીલીપને પોતાને તો કોઇ ધરી પકડી લાવી અધિપતિની ખુરશીની સાથે દોરડાં વતે સીકડે છે, અને અધિપતિ તેની આગળ તેવણની પોતાની જોડેલી એક અદ્ભુત રસીક વાર્તા વાંચી સંભળાવે છે; અને કરડે ડોળે ફીલીપને કહે છે કે "ઓ આંધળા ! વાર્તા તે આનું નામ, ને વાત લખવી તે આવી." અધિ-

પતિએ સ્વપ્નામાં વાંચી સંભળાવેલી વાત ઘણીજ મોહક હતી, તેની ભાષા મનરંજક, વાતનું વણું તદન નવું, તેમાંનાં પાત્રો દીલજીત, તથા તેમાં દરશાવેલા બનાવો તમામ દીલ આકર્ષક. ટુંકમાં, તે વાત દીલકશ, દીલપઝીર, સર્વોત્તમ હતી તેમાં કશો શક નહિ.

અધિપતિ જેવી વાત વાંચી રહયો કે ફીલીપે તુરતજ (સ્વપ્નામાં ને સ્વપ્નામાં) અફડાતફડી કરી નાખી ને જે દોરડાંએ તે સિકડાયલો હતો તે દોરડું જોસથી તોડી નાખ્યું. એમ થનાંજ તે જાગૃત થઇ ગયો ને ઉઠયો. સહવારૂં પડી ચુકયું હતું, અને બારીમાંથી સૂર્યની રોશનીએ પ્રવેશ કરી ઓરડામાં અજવાળું કરી નાખ્યું હતું. ફીલીપની આંખે અંધાપો, એટલે અલબત એ બાપડો સૂર્યપ્રકાશનો લાહાવો કયાંથી લઇ શકે ?

એનું મગજ બીલકુલ શાંત હતું. સ્વપ્નાંમાં સાંભળેલી વાત એનાં મનમાં જોસબંધ આખી ધાઇ આવી. એ કાંઇ સ્વપ્નું નહિ, મગર પરમેશ્વર તરફની પ્રેરણા, ખોદા તરફની ગોયા બશારત હતી.

ખોદા ચાહે તેને આપે અંતર જ્ઞાન;
અપટને બનાવે છે પળમાં વિદ્વાન.
બનાવી નિસ્તીમાંથી હસ્તી જેણે,
બશારતથી જ્ઞાન આપવું છે સેહેલ તેને.

કુદકો મારીને ફીલીપ બીછાનેથી ઉઠયો. જેમ તેમ થોડાં કપડાં પેહેંડી લીધાં. સ્લીપર પગમાં સેરવી દીધી. અને કાગજના તાવો ગોઠવી ટાઇપરાઇટર પર ટાઇપ કરવા બેસી ગયો.

સ્વપ્નાંમાં સંભળેલી પેલી વાત તેના નેન વગરના ડોળા આગળ જાણે આખી આવી ઉભી રહી. તપ, તપ, તપ, પવનવેગે તેનાં આંગળાં ટાઇપરાઇટર પર ઉડયાં: અને એકેક પાછળ એકક પાનું ટાઇપ કરતે. નીચે ટોપળીમાં તે ફેંકતો ચાલ્યો. જેમ જેમ મશીન પર એના ડોકા દમ બ દમ પડતા ગયા, તેમ તેમ એના વિચારો અને ભાષાની ઝમકતા વધતી ગઇ. અહા અહા ! આ એનું શ્રેષ્ટમાં શ્રેષ્ટ લખાણ હતું, વાર્તા બેશક મનોહર હતી, અને ખચીતજ "ધી મેટ્રોપોલીટન" વાળું ઇનામ એને મળવાનું. આવી બીનહરીફ વાર્તાની બરોબરી કોઇ કરી શકેજ નહિ. આખરે છેલ્લું પાનું ટોપળીમાં પડયું. વાર્તા ખતમ થઇ.

ટપ, ટપ બારણા પર ટકોરા થયા. "નવ વાગ્યા, સાહેબ," ફીલીપની મેડસરવંટે ખબર આપી.

"ऑल राइट," मलकाते साहादे प्रीलीप બોલ્યો; અને ટેબલ પરથી ઉઠી, મોહોડું અંગ સાફ કરી, વસ્ત્ર બદલ્યાં. તેટલાં નાસ્તો તૈયાર થયો, જેને પ્રીલીપે આજે બરોબર ઇનસાફ આપ્યો.

"મીસ એંડ્રુસના ઓરડામાં જઇ તેઓને કહો કે બનતી ઉતાવળે અહિંયાં આવે," મેડસરવંટને એણે ફરમાવ્યું.

મૉલીએ આવી પ્રીલીપનું બારણું ઠોકયું, જે સાંભળતાં પ્રીલીપ હરખભર્યા અને ઉશકેરાયલ સાહાદે પોકાર્યો, "અંદર આવ, વહાલી, અંદર આવ." પ્રીલીપના આ હરખનું કારણ મૉલી અલબત કલ્પિ શકી નહિ. પણ જેવી તે ઓરડામાં આવી કે પ્રીલીપે તેને હરખભેર ચુમીઓ લીધી અને બોલ્યો, "હુરરે, હુરરે, રંગ છે, રંગ છે. જો આઓ ટાપળીમાં માહારી આજની સહવારનું કામ રાત્રે મને બહુ ઓચંબાભર્યો ખોવાબ આવ્યો હતો, જેના જોસમાં ને જોસમાં એક હેરતભરી વાત મેં લખી કાહાડી છે. તમામ હરીફોનાં લખણોમાં આ મારો લેખ પહેલે નંબરે આવશે. અને બેશક પાઉંડ સેવાળું ઇનામ મને મળવાનું, મને મળવાનુંજ. ટાઇપ કરી બધાં પાનાં મેં ટાપળીમાં નાંખ્યાં છે, તેમાંથી તે કાહાડી લે, વાહાલી, ને બધાં સરખાં ગોઠવી, તેમાં ટાંચણી પોઇ, કવરમાં પૅક કરી આપ. હજી તો દશ વાગ્યા હશે. એક ગાડી બોલાવ કે તેમાં આપણે બેઉ બેસીને "ધી મેટ્રોપોલીટન"ની ઓફીસમાં કવર હાથો હાથ પોહોંચાડી આવ્યે. આપણે ત્યાં ઠીક વેળાસર જઇ પુગીશું, અને પાછા ફરતાં સરકારી બાગમાં લટાર મારતાં આવીશું."

"ઓ પ્રીલીપ! આ કેવી ખુશીની વાત! હું કેવી ખુશી થઇ!" એમ બોલી મૉલી ઝટ ટાપળી હતી ત્યાં દોડી ગઇ અને લાવીને તેમાંનાં બધા તાવ ટેબલ પર ખાલી કીધા.

એકાએક મૉલીએ ચીસ પાડી. "અરે મૉલી, મૉલી, શું થયું?" આંધળા પ્રીલીપે ગભરાઇને પૂછ્યું.

પેલા તમામ તાવો નરદમ કોરા હતા. એક શબ્દ પણ તેમના પર ટાઇપ થયલો જણાતો નહિ હતો. ભર ઉલટમાં આવી ગયલા પ્રીલીપને મૉલી બાપડી કહે શું? તે ઉલટમંદ અપંગને શી ખબર કે આ શું કતેસર થઇ ગયું છે? ટાઇપરાઇટર તપાસતાં મૉલીએ જોઇ લીધું કે જે શાહીની રીબનથી કાગળ પર અક્ષરો ટાઇપ થાય છે, તે રીબન મશીનમાં પોયલીજ નહિ હતી. આગલે દિવસે જુની રીબન ખલાસ થઇ ગયલી હોવાથી તે કાહાડી

નાખવામાં આવેલી હતી, પણ તેને બદલે નવી રીબન અંદર મુકવાની રહી ગયલી. બીચારા આંધળા ફીલીપને આની કશી સુરતાજ નહિ; અને આજે જ્યારે પાનાં પછી પાનાં તે ટાઇપ કરતો ગયો ત્યારે મશીનમાં રીબન નહિ હોવાને સબબે અલબત એક પણ પાનું ટાઇપ નહિ થયલું. તમામ તાવો કોરા રહી ગયલા, પણ ફીલીપને આંખો નહિ એટલે એ બીચારો શું જાણે.

અફસોસ, હજાર અફસોસ, તેનું સર્વોત્તમ લખાણુ, તેનો ઉત્કૃષ્ટ લેખ, તેની અદભુત વાર્તા, લખાયા વગર તાવો કોરાજ રહી ગયલા. આદમી ધારે છે શું અને બને છે શું ? નાજુક મૅાલીની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં, ને બાપડી ફોકેફોક રડી પડી. ફીલીપે તેણીને પોતાની સોડમાં ખેંચી, અને ધીરેથી આએ તેની દિલગીરીનું કારણ પુછયું; અને જે બન્યું હતું તે આખરે મૅાલીને કહેવું પડયું.

ખરૂં છે કે સર્વેથી અંધારો વખત પોહોર ફાટવા પહેલાંનો છે. સૌથી અંધારી ઘડી પછી પરોઢીઆંનો પ્રકાશ નીકળે છે.

મક્કમ મન કરી ફીલીપ બોલ્યો, "ઘોળાયલાં દુધ પર વિલાપ કરવો ફોકટ છે, પ્રિયા. બન્યું તે બન્યું. પરમેશ્વર મોહોટો છે. તેનો હાથ લાંબો છે. હું ધારૂં છું, ના, મને દીલમાં ખાતરી છે કે એ વાર્તા જો હું પાછો એકવાર ટાઇપ કરવા બેસીશ, તો ખોદા પાકની મેહેરથી બોલેબોલ તે ઉપજાવી શકીશ. ઘણોજ થોડો વખત હવે હાથમાં રહયો છે. પણ ઇશ્વર માહારી કોશેશને મદદ કરશે, મારી ઉમેદ પાર ઉતારશે."

જેને કૃપાળુ કીરતાર પર વિશ્વાસ, તે ઘણી નથી રહેતો નિરાશ, નાસીપાસ. બે પળ ફીલીપ માથું હાથોમાં પકડી બેઠો. બધા વિચારો પાછા મનમાં એકઠા કીધા, અને ટાઇપરાઇટરમાં નવી રીબન પોવરાવી સફાઓ ભરી ભરીને પાછો ટાઇપ કરતો ગયો. શરૂઆતમાં ધીરેધીરે, પણ પછીથી ચપોચપ પાનાંઓ ટાઇપ થતાં ચાલ્યાં. થોકબંધ વાર્તા લખાતી ચાલી. તેટલાં મૅાલી સહવારનું પેહેલું ટયુશન આપવા બાહાર ગઇ.

અંતે તે ઉત્કૃષ્ટ, અતિ મનોરંજક વાર્તા સંપૂર્ણ થઇ, અને ફીલીપે થાકનો એક દમ ખેંચ્યો.

બારણું ઠોકાયું, અને "આવો" એમ ફીલીપ બોલતાં, મૅાલી બારણું ખોલી દાખલ થઇ.

"ઓ ફીલ ડીયર !" ઉશકેરાયલી મૅાલી એટલુંજ બોલી શકી.

"કાંય કાંય, શું છે ? શું થયું ?" આતુરતાથી ફીલીપે સવાલ કીધો.

" સાંભળ, ફીલ, સાંભળ, ધી "મેટ્રોપોલીટન"નો આજનો અંક મારા હાથમાં છે તેમાંથી વંચું છું તે તું સાંભળી લે," મૉલી બોલી.

આજના 'ધી મેટ્રોપોલીટન'ના અંકમાં અધિપતિ તરફથી પ્રગટ થયલો નીચલો ફકરો હવે તેણીએ આતુર ફીલીપને વાંચી સંભળાવ્યોઃ—

" **સો પૌંડનાં ઇનામવાળી વાર્તા.**—ઘણી તરફથી, હમોને માંગણી થવાથી ઉપલાં ઇનામની હરીફાઇની મુદત લંબાવવાને હમોને જરૂરનું જણાયું છે. માટે હરીફાઇમાં ઉતરવાની ખાહેશ ધરાવતા સર્વે લેખકોને હમો અત્રેથી જાહેરાત આપીએ છીએ કે આવતા મહિનાની ૨૧મી તારીખ સુધીમાં તેઓ તેમની લખેલી વાર્તાઓ હમારી ઉપર મોકલાવી શકશે."

" ડીયર મૉલી, તું આ ઘણી આવકારદાયક ખબર લાવી છે," ફીલીપે કહ્યું, " મારી વાર્તા મેં આખી નવેસરથી લખી કાહાડી છે, અને હસ્તલેખોથી ટોપલી તદ્દન ભરાઇ ગઇ છે. પણ એ લેખો મને અતિશય ઝડપથી ટાઇપ કરવા પડેલા હોવાથી, એ માંહે ઘણી ચૂકો બેશક રહી ગઇ હોવી જોઇએ. મગર હવે અધિપતિએ હરીફાઈની મુદત લંબાવી છે, તો એ લેખો તપાસી જોઇ ભૂલચૂકો સુધારવાની મજેહની તક આઇતી મળી ગઇ છે, જેથી આપણે માહારી માનીતી વાત વધુ ફતેહમંદ બનાવવાને બની શકશે."

થાકી ગયલા ફીલીપને હાલ તુરત તો આશ્રાયશની જરૂર હતી. બપોરની ચાહ લીધા પછી, ફીલીપની ફરમાશથી મૉલી મોહોટેથી વાત વાંચતી ગઇ; અને જ્યાં જ્યાં કંઇ સુધારા કે ફેરફારની જરૂર જણાતી ત્યાં ત્યાં ફીલીપના કહેવાથી તે તેમ કરતી ગઇ. આખરે બધું સમાપ્ત થયું. મૉલીને વાત ઘણીજ પસંદ પડી અને તેની જાબજા વખાણ કરવા લાગી. બેઉ ઉલટમંદ જીગરો ખાતરી ભર્યાં હતાં કે આપણે વાતને ઇનામ મલ્યા વગર રહેવાનું નથી.

બીજે દાહાડે વાર્તાને એક કવરમાં નાખી અધિપતિની ઓફીસમાં બન્ને જનાં હાથોહાથ પોહોંચાડી આવ્યાં; અને ત્યાંથી ઑમનીબસના ટોપ પર બેસી શેહેરમાં ફરી આવ્યાં.

જે તારીખે ઇનામની હરિફાઇનું પરિણામ જાહેર થવાનું હતું, તે દાહાડો બી અંતે આવી પુગ્યો. ધકધક થતી છાતી સાથ મૉલી એક બુકસ્ટૉલ પરથી તે દિવસનો "ધી મેટ્રોપોલીટન"નો અંક વેચાતી લઇ આવવા દોડી; અને લાવીને ફીલીપના સન્મુખ તે ઉઘાડયો. સ્વાભાવિક તેણીની નજર પ્રથમ અધિપતિની કૉલમ ઉપર દોડી. તે એટલી તો ઉશ્કેરાયલી સ્થિતિમાં હતી કે

તે માંહેલાં લખાણ પર તેણીની નજર ઠરી શકી નહિ. તેણીની આંખ આગલ લીટીઓ તો જાણે ગેરીયા રમે. પરંતુ આંખ ઠરતાં, કાળા મોહોટા ટાઇપમાં છપાયલી નીચલી મુબારક લીટી તેણીને નજર પડી:—

**“ સો પૌંડનું હરીફાઇનું ઇનામ–જીતનાર ફીલીપ માર્સ્ટન.”**

અહા ! કેવો તે પળે તેણીનો હરખ, કેવી ખુશાલી, કેવો આનંદ ! હરખ સમેત એ મુબારક વધાઇ પોતાના જાની ફીલીપને તેણીએ વાંચી સંભળાવી. ફીલીપ એક પળવેર ગંભીર ને ચૂપ રહયો. પછી એકદમ ભકિતભાવથી પોકારી ઉઠયો, ‘‘થેંક હેવન ! ઓ ખોદા, તાહારો કેવો આભાર ! ’’

મૉલી બોલી, ‘‘ ફીલ ! તું શું જાણે કે આએ ઘડીએ માહારૂં જીગર ખુશાલીની લાગણીથી કેવું ઉભરાઇ રહ્યું છે ? ’’

તે વહાલી નાજુક પ્રિયાને ફીલીપે ગોદમાં ચાંપી, અને પ્રેમથી છળકાતા સાહાદે તેણીના સુંદર કાનોમાં સવાલ કીધો, ‘‘ મૉલી, માહારાં જીગર, હવે કહે કે આપણાં લગ્ન કરી આપણે હનીમુન ગુજારવા કાંહ જઇએ,’’

વાંચનાર, આ નિર્દોષ ને જુવાન જોડાંની ખુશાલીમાં આપણે પણ ખુશીજ છઇએ.

સૌ સારૂં જેનું સારૂં સુખી સેવટ;
ખુદા રાખ છેવટ તક તું આબરૂ ઇજ્જત.

